શ્રી ફાર્બસ ગુજરાતી સભાની ગ્રંથમાળા

# રસકલ્લોલ

સંપાદક: રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ

પ્રકાશક: શ્રી ફાર્બસ ગુજરાતી સભા

મૂલ્ય ૦-૧૦-૦

ખ્રીસ્તાબ્દ: ૧૯૨૮ વિક્રમાબ્દ: ૧૯૮૪

મુંબઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થમાળા

# ગુજરાતના રસકલ્લોલ

સંશોધક

રા. રા. છગનલાલ વિદ્યારામ રાવળ

લૂણાવાડા.

સં. ૧૯૮૫.　　　　મુંબઈ　　　　સને ૧૯૨૯

મુદ્રણસ્થાન : આદિત્યમુદ્રણાલય, રાયખડ રોડ—અમદાવાદ
મુદ્રક : બળવન્ત વિશ્વનાથ પાઠક

પ્રકાશનસ્થાન : રા. રા. હરસિદ્ધભાઈ વજુભાઈ દિવટીઆ, એમ. એ.,
એલ એલ. બી. હાઇકોર્ટ પ્લીડર, માનદ મંત્રી શ્રી ફાર્બસ
ગુજરાતી સભા—મુંબઈ. મહારાજા મેન્શન્સ,
સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ નં. ૪

# પ્રસ્તાવના

હાલ આપણી ગુજરાતી ભાષામાં કાવ્યોના ગ્રંથ દિવસે દિવસે વધવા માંડયા છે. એક બાજુએ જૂના વખતમાં થઈ ગયલા કવિઓનાં અપ્રસિદ્ધ કાવ્યો, ને લોકગીત છપાઈ પ્રસિદ્ધ થતાં જાય છે, ત્યારે બીજી બાજુએ હાલના નવા ઉછરતા કવિઓ પોતપોતાની શક્તિ અનુસાર નવાં નવાં કાવ્યો રચી લોકસમૂહને પોતાનાં કાવ્યોનો રસાસ્વાદ ચખાડવા લાગ્યા છે. ખરૂં જોતાં આવા બંને પ્રકારથી આપણા હાલના ગુર્જર સાહિત્યમાં સારો વધારો થાય છે જ. જૂનાં કાવ્યો ને લોકગીતમાંથી સારાં સારાં કાવ્યો ચૂંટી કાઢી પ્રકટ કરવાં, એ પણ એક પ્રકારની સાહિત્યસેવા ગણાવી જોઈએ; અને ગણાય છે જ. મુદત બહાર ગયેલું લહેણું, એટલે ઠંડી પડી ગયલી ઉઘરાણીમાંથી જે કંઈ મળી આવે તે, વસુલ કરવાથી મૂળ મુડીમાં વધારો થાય છે, ને થશે. ચાલતી ઉઘરાણી એટલે લીલી લેખણે આપેલા પૈસાની ઉઘરાણીની રકમ આવતાં વાર લાગતી નથી.

આવાં જૂનાં કાવ્યોના બે પ્રકાર થઈ શકેઃ પહેલો પ્રકાર જૂના પ્રખ્યાત કવિઓનાં રચેલાં પ્રખ્યાત મોટાં રસિક કાવ્યો અને છૂટક બોધક કવિતા; તથા બીજા પ્રકારમાં જૂનાં ને પ્રચલિત લોકગીતનો સંગ્રહ. આ બીજા પ્રકારનું સાહિત્ય પણ પુષ્કળ પડયું છે, ને તે કેટલાકને મરી ગયા જેવું લાગતું સાહિત્ય હજી મરી ગયું નથી, પણ જીવતું–જાગતું જ્યોત–જેવું છે, જે અત્યારે પણ ઘણાંક ગામ, કસ્બા કે, શહેરમાં જોવામાં આવે છે.

પહેલા પ્રકારનાં કાવ્યો કે, છૂટક કવિતામાં જ્યારે તેનો કર્તા, પોતાનું નામ, ઠામ, ને કાવ્યની રચ્યાકાલ વગેરે હકિકત જણાવે છે, ત્યારે આ બીજા પ્રકારનાં લોકગીતનાં છૂટક છૂટક કાવ્યોમાં

કર્તા જણાતો નથી. તેણે પોતાનું નામ આપવાના આખાડા કર્યા છે. પહેલા પ્રકારના દરેક કાવ્યનો કર્તા અંત ને કાળજી રાખી પોતાના કાવ્યની ઘટના દરેક રીતે ઉત્તમ થાય તેને માટે ચિંતા રાખતો જણાય છે ત્યારે આવાં છૂટક ગીતનો કર્તા તેને માટે બેપરવાહ રહી તે રચ્યો જ જાય છે, તેનાં આવાં નૈસર્ગિક કાવ્યોમાં આપોઆપ સરલતા, મૃદુતા ને રસિકતા આવી ગયેલી હોય છે. ઝડ, ઝમક ને પ્રાસાનુપ્રાસ મેળવવાની ભાંજઘડમાં તે પડ્યો જણાતો નથી. તેને ટીકાકારોની ટીકાની લેશ પણ ચિંતા નથી. તેણે પોતાનું નામ જે આપેલું હોતું નથી તે ટીકાકારોની બ્હીકને લીધે નહિ, પણ "આમાં મેં શું વધારે કર્યું છે." એવું સમજીને જ તે નામ આપવાની દરકાર કરતો જણાતો નથી. પોતાના હૃદયની ખરી ઉર્મિઓથી તે જોડી કાઢી જાહેરમાં મૂકી દે છે; ને ગામની અજ્ઞાન બાલાઓ તેને ઘણા આનંદથી વધાવી લે છે. તેની રચના ને હેતુ એવાં તો વિચારપૂર્વક યોજાયેલા હોય છે કે તેને બાલાઓ ઘણી હોસે હોસે ગાય છે. ભાષા સરલ, અને એવી તો વ્યાવહારિક ઘરગથ્થુ હોય છે કે, બાલિકાઓ તે તરત સમજી શકે છે. કોઈ પણ ગીત કે મોટું કાવ્ય શીખવા માટે તેમના મનને કંટાળો આવતો નથી.

આપણા મર્હૂમ કવિ દલપતરામભાઈ કવિતાની ટુંકી વ્યાખ્યા આ પ્રમાણે આપી ગયા છે " કવિતા કહીએ કલ્પના જનમનરંજન જાણ." જેનાથી માણસનાં મન રંજન થાય તે કવિતા તો પછી જે લોકગીતથી બાલાઓનાં મન રંજન થાય તેને કવિતા કહેવામાં શી હરકત છે? શું બાલાઓમાં રસ પારખવા માટે પ્રભુએ શક્તિ નથી મૂકી? પારણામાં સૂતેલું છેક નાનું બાળક પણ 'હાલો' ગાતાં એકાગ્ર મન થવાથી તરત ઉંઘી જાય છે. તેની વાહાલી માને ખબર

હોય છે કે, 'હાલો' ગાયા વિના તે કદિ પણ ઉંઘવાનું નથી* કેટલીક વાર કેટલીક નાની વહુઓને સાસુઓ કહે છે કે 'આમ ગચેડ ગચેડ શું કરે છે?' 'હાલો' ગા, એટલે તરત ઉંઘી જશે. "ખરેખર આ પ્રમાણે કરવાથી ઘોડીયામાં સૂતેલું બાળક તરત ઉંઘવા માંડે છે.

બાલાઓ આવાં ગીત, ને કેટલીક વાર આખાં કાવ્ય ને કાવ્ય પડોશની કોઈ શીખેલી બહેન પાસેથી શીખી લાવે છે. અને તે દરરોજ થોડી થોડી કડીઓ શીખી લાવી ઘેર મોંઢે કરે છે, ને બીજે દહાડે પણ તે જ પ્રમાણે વળી બે ચાર કડીઓ શીખા કઠે કરે છે: ગાતી જાય છે ને કામ કરતી જાય છે. આ પ્રમાણે કેટલેક દહાડે આખુ કાવ્ય કે, ગીત મુખપાઠ જેવું કરી દે છે. પ્રેમાનંદ કવિનું રચેલું 'વામનચરિત્ર' આ પ્રમાણે એક બાળાએ મોઢે કરેલું સાંભળવામાં આવ્યું છે. આજ પ્રમાણે 'મંહતાનું મોસાળું' ને હૂંડી ચરિત્રનું કાવ્ય પણ કેટલીક સ્ત્રીઓને મોઢે હોય છે. આવાં કાવ્ય તે નવરાત્રિના ગરબાની ધુમરમાં ગાય છે. ને ત્રણ ચાર દહાડે તેનો પાર આવે છે. લગ્નના

* ગુજરાતના એક કલેકટર સાહેબની મડમને બહુ મોટી ઉમ્મરે છોકરો થયો. આ છોકરાને તેની ગુજરાતી આયા રોજ 'હાલો' ગાઇને ઉંઘાડતી હતી. થોડા દહાડા પછી આ સાહેબ પેન્શનપર વિલાયત ગયા, પણ ત્યાં પેલી આયાની 'હાલો' વિના છોકરાને ઉંઘ આવી નહિ, ને ગમે તેટલી કોશીસો કરતાં છતાંયે તે પૂરેપૂરી જોઇએ તેવી ઉંઘ લેઈ શકયો નહિ. છેવટે તેણે પોતાની જગોપર આવનારા કલેકટરને પત્ર લખી પેલી આયા પાસેથી 'હાલો' લખી મગાવી ને મડમે તે મોંઢે કરી, ને હીંચકો નાંખવાં માંડયો ત્યારે જ આ છોકરાના મનને આનંદ થઈ તે ભર ઉંઘ લેવા લાગ્યો. બાળકો, તેઓને ભાષાજ્ઞાન નહિ હોવાથી 'હાલો' માં આવતા શબ્દો સમજી શકતાં નથી, એ વાત ખરી, પણ તેમની કર્ણેંદ્રિયને હાલોથી આનંદ થવાથી મન એકાગ્ર થતાં નિદ્રા આવે છે.

ગરબામાં પણ ઘણી વાર આવાં કાવ્ય સાંભળવામાં આવ્યાં છે. આ પ્રમાણે સ્ત્રીમુખે કાવ્યો કંઠે કરનારી સ્ત્રીઓને શેરીની બીજી સ્ત્રીઓ તેમને ઘેર તેડવા જાય છે. ને તે આવ્યા પછી ઘુમરનો રંગ ખરેખરે જામે છે. જેમણે નવરાત્રિના કે લગ્નની ઘુમરમાં ગવાતાં ગીત કે આવાં કાવ્ય સાંભળ્યાં હશે તેમને આ વિષેની ખરી ખાત્રી થશે.

બાલાઓનાં આવાં ગીત બે પ્રકારના છેઃ ઘુમરમાં ગવાતા ગીત અને અજવાળી ચાંદની રાતે રમત સાથે ગવાતા ગીત.×

ઘુમરમા ગવાતાં ગીતના બે પ્રકાર થઈ શકેઃ કુદણીયા એટલે કુદી કુદી ઠેકડા મારીને ગાવાનું ને બીજું સાધારણ રીતે ફરતાં ફરતાં ગાવાનું. ઘણું કરી ત્રણ તાલીનાં ગીતનો ઘણો ભાગ કુદણીયાં ગીતનો છે. જ્યારે એક તાલી ને બે તાલીવાળાં ગીત શાન્ત રીતે ધીમેથી ફરતાં ફરતાં ગવાય છે.

આવા બંને જાતનાં ગીતોથી ગાનારી બાલાઓનાં મન ગાતી વખતે આનંદમગ્ન થાય છે. તેઓ ઘણા જ હર્ષ અને ઉમંગભેર ગાવા માટે આવે છે. તેમની માતાઓ પણ તેમને ઘણા આનંદથી ગાવા જવા માટે રજા આપે છે, સાથે નાનો ભાઈ કે નાની બ્હેન હોય છે તો તેને નજીકના ઓટલા કે ઓટલી પર બીજી જોવા આવનાર નાની છોકરીઓ પાસે બેસાડી, તેમને સોંપે છે, તેમ વખતોવખત તેમની સંભાળ લેતી જાય છે; ને ગાતી જાય છે.

આવાં ગીત કરતાં રમતનાં ગીત તો તેનાથી યે વિશેષ આનંદ સાથે ગવાય છે. છોકરીઓ રમતી જાય છે, દોડતી જાય છે, ને ગીત ગાતી

× આ લેખકે અજવાળી રાતે રમત સાથે ગવાતાં ગીતોનો સંગ્રહ કરવા માડ્યો છે. અત્યાર સુધીમા આશરે એવાં ૫૦ એક ગીત એકઠાં થયાં હશે. હજુ રોમ બાકી છે. બીજાં થોડાંક વધુ મળ્યાથી તેનો સંગ્રહ પ્રસિદ્ધ કરવાનો વિચાર છે.

જાય છે. કેટલીક વાર તો બે જૂદાં જૂદાં ટોળાં થઈને સામસામી પણ ગાતી હોય છે. ×

આ પ્રમાણે રમતાં રમતાં ગાવાથી તેમના નાજુક શરીરના પ્રત્યેક અવયવને ખુબ કસરત મળે છે. તે તેથી તેમનાં કુમળાં ફેફસાં વારંવાર દબાઈ ઉંચાંનીચાં થવાથી તેમાં તાજા લોહીનો વધારો થાય છે. એટલું જ નહિ પણ શરીરના દરેક જૂદા જૂદા ભાગને કસરત મળ્યાથી તે મજબૂત બને છે. તે વખતે કેટલાંક ગીતમાં હસવાનું આવ્યાથી હસતાં હસતાં તેમના આનંદનો પાર રહેતો નથી ને તેથી યે તેમના લોહીમાં વધારો થઈ તંદુરસ્તી સુધરતી જાય છે. આવાં ગીત તેઓ બ્રાહ્મણોના વેદની પેઠે કર્ણોપકર્ણ શીખેલી હોય છે. તેને માટે શાળાઓ હોતી નથી.

કન્યાશાળામાં કોઈ અમલદાર કે (જો દેશી રાજ્ય હોય તો) કોઈ રાજા રાણા વીઝીટ કરવા આવે ત્યારે રેસીટેશન માટે ઘણી વાર ગીતો ગવડાવવામાં આવે છે. આ બધાં ગીત હાલના નવયુવકો કે નવયુવતીઓનાં નવાં જોડી કાઢેલાં હોય છે; ને તે બધાં ઘણું કરીને ફીમેલ ટ્રેનિંગ કોલેજોમાંથી આવેલાં જણાય છે. નવી નવી ટ્રેન્ડ થઈને તરતની આવેલી શિક્ષિકા બહેનો તેમને આવાં ગીત શીખવે છે. ને તે બધાં નવાં હોવાથી સ્વાભાવિક રીતે ઘણાં પ્રિય લાગે છે. કેટલીક વાર નવરાત્રિના ગરબા ગવડાવવા માટે કન્યાશાળાની ઉપલા વર્ગની છોકરીઓને કેટલાક સદ્ગૃહસ્થો પોતાને ઘેર બોલાવે છે, ને આવા

× એક ટોળાની પાંચેક છોકરીઓ ભેગી મળી આવતી જાય છે, ને ગાતી જાય છે કે "મારા સસરાજીની ચાંદ બતાવો મારી સહિયરો! પાન બીડાં લ્યો, પચાસ પાન લ્યો." આ સાંભળી તેથી બીજું ટોળું ગાતું ગાતું ચાલી બતાવી કહે છે કે "મારા સસરાજી તે આપતેમ હોડે (હાથનાં ચાળા કરી બતાવી) મારી સહિયરો! પાન બીડાં લ્યો, પચાસ પાન લ્યો."

ગરબા ગવડાવી, કોઈ પણ વસ્તુની લ્હાણી કરે છે. આથી છોકરીઓને ઉત્તેજન મળવાથી તેઓ ઘણા આનંદથી આવા ગરબા ગાવામાં સામેલ થાય છે.

અસલનાં ચાંદની રાતે ગવાનાં ગીત ઉત્તમ, કે આવાં જોડકણાં વાળાં નકલી ગીત ઉત્તમ ? તેની તુલના કરવાનું કામ જોનારા બંધુએ પોતાની રસવૃત્તિથી સાંભળી લીધા પછી નક્કી કરવાનું છે.

નિશાળોમાં ચાલતી બાળવાર્તાઓ માટે હાલ બે મત બંધાયા છે. કેટલાક કહે છે કે, દરેક વાર્તા પૂરી થયા પછી તેનો સાર કહી દીધાથી બાળકોને તે ગ્રહણ કરતાં વાર લાગતી નથી, ને ઝટ ગ્રહણ કરી લે છે. ત્યારે બીજા હાલના કેટલાક નવા લેખકોનો મત એવો છે કે, વાર્તાને છેડે તેનો સાર આપ્યાથી વાર્તા નિરસ બની જાય છે, માટે વાર્તાનો સાર તો દરેક બાળકે આપોઆપ પોતાની શક્તિ અનુસાર ગ્રહણ કરી લેવો જ જોઇએ.

આ જ નિયમ બાલાઓનાં ગીતને પણ લાગુ પડે છે. કેટલાક નવા લેખકો આપેલા ગીત ઉપર વિવેચન કરી તેના અર્થને વિસ્તારે છે, ત્યારે કેટલાક બીજા લેખકો તેમ ન કરતાં તેનો રસ અને સાર બાલાઓને પોતાની મેળે સમજી લેવા માટે તેમને તેમની મરજી ઉપર છોડે છે.

આના માટે શેરડીનું ઉદાહરણ કંઇક વધારે બંધબેસતું આવશે. શેરડીના સાંઠાના કડકા (ગંડા) ચાવી ચાવીને તેનો રસ ગળે ઉતારવો, કે શેરડીના સાંઠાને કોલામાં પીલી તેના રસનો પ્યાલો ભરીને પીવો;— આ બેમાંથી કયું વધારે ઉત્તમ ગણાય ? તેની તુલના કરવાનું કામ હું વાંચકમંડળને સોંપું છું. । વાંચનારાં બંધુભગિનીઓમાંથી કોઈકને પહેલી રીત પસંદ પડશે, તો કોઈકને બીજી રીત વધારે ગમતી આવશે. જો કે, મૂળ હેતુ તો બંનેનો એકસરખો જ છે. ચહાય તો ચાવી ચાવીને રસ ધીમે ધીમે ગળે ઉતારો, કે ચહાય તો શેરડીના

રસને એક સુંદર ચીનાઈ પ્યાલામાં રેડીને પીઓ. આ બંને રીત ભિન્નભિન્ન છતાં હેતુ તો એક જ છે.

શેરી કે ફળીઆને નાકે અથવા ત્રિભેટે અજવાળી રાતે જરા જઇને જોશો તો બાલિકાની રમતનાં આ ગીતોથી તમને ઘણો આનંદ થશે. તેમ કરવા માટે તમને મુંબઇના કોઈ થીયેટરનાં નાટક કે, સીનેમા જોવાની ટીકીટ જેવી ટીકીટ લેવી પડશે નહિ. તમે આવી રમત સાથે ગવાતાં ગીતોથી જેટલો આનંદ લેઈ શકશો, તેટલો વખત તમારો નકામો નહિ જ જાય, પણ તમે કંઈક રસજ્ઞ અને સહૃદયી હશો તો ત્યાંથી ઘેર જવાનું મન નહીં જ થાય.

આ રીતે રમવાનો રિવાજ કાંઈ આજકાલનો નથી. તે તો ઘણા પ્રાચીન કાળથી ચાલતો આવે છે, ને હજુ પણ આગળ તેવો ને તેવો ચાલુ રહેશે. કેમકે તેવી રમતોનાં ગીતમાં પૈસાની જરા પણ જરૂર પડતી નથી. તેમ ઘણુંક ગીત નિર્દોષ હોવાથી બાલિકાનાં માબાપ તેને માટે કોઈ વાંધો પણ લેતાં નથી. તો પછી સદાકાળ તે ચાલુ રહે તો તેમાં કાંઈ નવાઈ જેવું નથી.

આવાં ગીતો ઉપરથી આપણા હિન્દુસંસારનાં હાલનાં ચાલતાં ચિત્રો પણ નજર આગળ તરવરી આવે છે. સાસુ ને વહુ, દેરાણી ને જેઠાણી ને નણંદ ને ભોજાઈ વચ્ચે કેટલીક વાર થતાં ઉંચા મનનો ચિતાર તેમાં આલેખેલો હોય છે. કેટલીક વાર તેનાથી ઉલટું તેમનો અન્યોઅન્યનો પ્રેમભાવ પણ કેટલાંક ગીતોમાં આપેલો હોય છે.

પિયર તરફનો પ્રેમ વીરા ઉપરની મમતા, ને ભાભી તરફથી મળતાં લાડકોડ પણ ઘણી વાર ચીતરેલાં હોય છે.

---

## આભાર

આ ગીતનો એકઠો કરેલો સંગ્રહ બહુ દહાડાથી પડી રહ્યો હતો. જે શ્રી ગુજરાતી ફાર્બસ સભા—મુંબઈ—એ ઉત્તેજન આપી આ સંગ્રહ

ન છપાવ્યો હોત તો હજુયે તે કેટલાંક વરસ તેમ ને તેમ પડી રહી,વખતે ઉધઇના કીડાનો ભોગ પણ થઈ પડયો હોત. તેથી આ લેખક પ્રથમ છપાવી પ્રસિદ્ધ કરવામાં આ સભાનો ખરા અંતઃકરણથી આભાર માને છે.

વળી આ પુસ્તકનો ઉપોદ્ઘાત લખવા માટે આપણા વૃદ્ધ સાક્ષર શ્રી દીવાન બહાદુર કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી, એમ. એ. એલ એલ, બી. એમણે પોતાનો ઘણો કીમતી વખત રોકયો તેને માટે પણ ખરા દિલથી તેઓશ્રીનો ઉપકાર માને છે.

સાક્ષર શ્રી અંબાલાલ બુલાખીરામ જાની, બી. એ. એમણે પણ પોતાનો કીમતી વખત રોકી, આ પુસ્તકનાં પ્રુફ તપાસી આપ્યાં, તેથી તેમનો પણ ઉપકાર માનવાનો છે.

નીચે લખેલી કન્યાશાળાની હેડ મિસ્ટ્રેસોએ ગીત એકઠાં કરી આપવામાં કેટલીક મદદ આપી હતી, તેથી પણ તેમનો આભાર માનવાની જરૂર છે.

સ્વ. પ્રસન્નગૌરી હેડ મિસ્ટ્રેસ લૂણાવાડા લેડી રે ગર્લ સ્કુલ.
ગં. કૃષ્ણાગૌરી હિરાલાલ- ,, હાલ પેન્શન ઉપર.
સૌ. ચિ. બહેન શાંતા ગૌરી–હેડ મિસ્ટ્રેસ, શહેરા–પંચમહાલ.
સૌ. ચિ. બહેન કુસુમગૌરી–હેડ મિસ્ટ્રેસ, ઝાલોદ કન્યાશાળા.
સૌ. ચિ. બહેન તારાગૌરી–હેડ મિસ્ટ્રેસ, ટીંબા—પંચમહાલ
સૌ. કુલવધુ ચંચળગૌરી- હેડ મિસ્ટ્રેસ, દેરોલ—પંચમહાલ.

આ સિવાય બહેન સુશીલા અને બહેન શારદાએ પણ જોઇતી મદદ આપવાથી અહિ તે બધાંનો ઉપકાર માનવામાં આવે છે.

સ્વ. સાક્ષર રાજરત્ન શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજી જે, પી. એફ. આર. એ. એસ. તથા મુંબઇ બંદરના પ્રખ્યાત સોલીસીટર રા. રા. નગીનદાસ ત્રિભુવનદાસ માસ્તર બી. એ. એલ એલ, બી. એમણે પણ પ્રસંગે પ્રસંગે કેટલીક કીમતી સૂચનાઓ આપ્યાથી તેમનો પણ ઉપકાર માનવો ઘટે છે.

મુંબઇ–લુહાર ચાલ
વિઠ્ઠલ વાયના બીલ્ડીંગ
તા. ૧–૧૦–૨૯

જ. વિ. રાવલ

# ઉપોદ્‌ઘાત

રા. છગનલાલ વિદ્યારામ રાવળ આ ઉમ્મરે પણ જૂના ગુજરાતી સાહિત્યની સેવા જુવાનીના વેગથી જ કરી રહ્યા છે. તેમણે સંગ્રહ કરી છપાવેલા પ્રસ્તુત "ગુજરાતના રસકલ્લોલ" વાંચતાં ખરેખર વાંચનારને "રસ" પડશે અને ગાનાર "કલ્લોલ" કરશે. આ અમુક પ્રકારના સાહિત્યના અંગનો સંગ્રહ કરવાનો શોખ જેવો કાઠીઆવાડ પરત્વે રા. ભાઈ ઝવેરચંદ મેઘાણીનામાં જોવામાં આવે છે તેવો ગુજરાત પરત્વે રા. રાવળમાં જોવામાં આવે છે. એકનું કાર્ય બીજાની પુરતી ( supplement ) રૂપે છે, અને એ બંનેના સંગ્રહ એક બીજાની જોડે મેળવીને વાંચતાં આખા પ્રાંત–ગુજરાતકાઠીઆવાડ બંને–ના એ દિશામાં થએલા પ્રયાસની કિમ્મત આંકી શકાય છે. આ રસકલ્લોલ, આ "રાસડા" એ આપણા ગૃહજીવનનું–કાઠીઆવાડી પ્રાંતિક બોલીમાં કહીએ તો આપણી "રહેણાક"નું–આપણા ગૃહસંસારનું, આપણી સ્ત્રીઓના–પુત્રી, વહુવારુ, માતા, સાસુ તરીકેની–હૃદયને મથનતી ભાવનાનું આબેહુબ ચિત્ર આલેખે છે, અને તેમાં જ તેની ખરેખરી કિમ્મત રહેલી છે. આપણા ગૃહજીવનમાં, આપણા ગૃહસંસાર, અને આપણી રહેણીકરણીમાં ધીમો ધીમો પણ મક્કમ રીતે ફેરફાર થતો જાય છે. એ વાત ખરી છે કે એ ફેરફાર જેટલો શહેરોમાં મૂર્ત્તરૂપે દેખાય છે તેટલો હજુ ગામડાંમાં દેખાતો નથી. દાખલા તરીકે, આજની મુંબઈની ચંદારામજી હાઈસ્કૂલમાં શીખતી છોકરીને 'બેડું ને ઉઢેણું' એ શી વસ્તુ હશે એનો ખ્યાલ આવવો મુશ્કેલ, તો પછી "સોના ઉઢાણી, રૂપા બેડલું" એ ગરબીમાં એવાં "ઉઢાણી" પર ગોઠવેલાં "બેડલાં" વડે પાણી ભરનાર યુવતીના હૃદયમાં એવી કિમ્મતી વસ્તુઓની તે માલિક હોવાથી

તેને અંગે કેવા ભાવનું સંચાલન થતું હશે તે સમજવું તેને કઠણ થઈ પડે તો તેમાં આશ્ચર્ય પામવા જેવું નથી. આપણા પોશાકમાં ધીમે ધીમે કેવો ફેરફાર થઈ ગયો છે તે પણ એ જ ગરબાઓમાં વર્ણવેલા પોશાક અને હાલ પહેરાતાં કપડાં જોવાથી તરત સમજાશે. "સુરતની બંગડી"ને બદલે આજે ઝેકોસ્લોવેકીઆની બંગડી આવી છે; અગવેલ, મગવેલ, પટોળાં ને દરીયાઈને બદલે જ્યોર્જેટની સાડીઓ આવી છે. કમખો ગયો ને બ્લાઉઝ આવ્યું છે, એટલે જે જે ગરબાઓમાં એ બધાં કપડાંને અંગે જે જે ભાવ-વિચાર-દર્શાવવામાં આવ્યા છે તે તે ભાવની કદર હમણાં ઓછી જ થવાની. છતાં એ વાતની તો ના કહેવાશે નહીં કે ગુજરાતના રસકલ્લોલ, ને રા. મેઘાણીના કાઠીઆવાડી રાસડા વગેરેના સંગ્રહ, આપણા જૂના અને હજી સુધી ટકી રહેલા-જો કે ધીમે ધીમે પરિવર્તન પામતા-ગૃહજીવનનું આબેહુબ પ્રતિબિંબ પાડે છે.

"રસકલ્લોલ" ને રા૦ રાવળે ત્રણ ભાગમાં વહેંચી નાંખ્યા છે: દામ્પત્ય, કુટુંબ-ગૃહસંસાર, અને રમત ને ગમત. એમાંના કેટલાક ગીતના પ્રસંગ ગુજરાત અને કાઠીઆવાડ બંનેના જીવનને સામાન્ય છે. દાખલા તરીકે નવી પરણેલી વધુને સાસરે જવાનું "આણું"; "રસકલ્લોલ" નું "આણું"—એમાં દર્શાવેલો ભાવ, રા૦ મેઘાણીનાં પુસ્તકોમાંથી મળી આવતા એવા જ પ્રસંગોને મળતો છે. પરન્તુ એ બંનેમાં નથી રા૦ બોટાદકરનાં કાવ્યોમાંથી દ્રવતી ભાવની ભીનાશ, કે નથી તેમાંથી ટપકતો, હૃદયને હચમચાવતો રસ. "રેંટીઆ" વિષેનું રસકલ્લોલનું કાવ્ય જે રા૦ ગોકુલદાસ રાયચૂરા ગાઈ બતાવે છે તે, "તમે કાંતો રે, મેરી છેલણુ બીબીઆં" સરખાઈ જોતાં તો એ બે ગીતો એક બીજાના પાઠ ફેર—Variant

જેવાં જ લાગે છે. છતાં કાઠીઆવાડી ગીત કાંઇક વધારે સારૂં છે. જેમણે પેલું કાઠીઆવાડી ગીત, " અરર માડી ! વિંછીડો, મને વિંછીડે ફટકાવી, મા ! અરર માડી વિંછીડો ! " વાંચ્યું હશે તેમને આ ગુજરાતી સંગ્રહમાંનો " ઝેરી કાંટો " તદ્દન નિરસ લાગશે. બંને ગીતમાં " કાંટા "ની વેદના વર્ણવી છે, પરન્તુ " વિંછીડા " ના કાંટાના ડંખની વેદનાનું વર્ણન વાંચી જાણી આપણને વિંછી કરડ્યો હોય એમ લાગે છે, ત્યારે આમાં તેવું કાંઈ નથી. સૌથી પહેલો ગરબો " ગુર્જરી " નો છે. પરન્તુ એમાં વર્ણવેલી " ગુજરાતણ " કયાં અને રા૦ નાનાલાલ દલપતરામ કવિની વર્ણવેલી " ગુજરાતણ " ક્યાં ? " ખાંયણાં "—ગુજરાતના કેટલાક ભાગમાં એને " ખાયણીયાં " કહે છે—" જુગટું " જેમાં એક હિંદુ એક તરક ( મુસલમાન ) જોડે જુગાર રમતાં પોતાની બ્હેનને હોડમાં મૂકી તેને ખોઈ બેસે છે, " બાર બધૈયર " જેમાં લુલી, લંગડી, કાણીનો સમાવેશ થાય છે, એવાં એવાં અનેક ગીતો આપણા ગૃહસંસારનો એક અંશ, કે જે દેશમાં વધતી જતી સ્ત્રી અને પુરૂષને અપાતી કેળવણીને લીધે અદશ્ય—એકદમ નહિ, પરન્તુ કીડીને વેગે—થતો જાય છે તે આપણી નજર આગળ ખડો કરે છે.

આ સંગ્રહ અથથી ઇતિ સુધી વાંચનારને જરૂર રસ તો પડશે જ અને કાંઇક નવું જાણવાનું પણ મળશે જ, એમ મારૂં માનવું છે.

મુંબાઈ
તા. ૧૯ મી જુલાઈ
સને ૧૯૨૯

કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી

# અનુક્રમણિકા

ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક

## ભાગ ૧ લો

### દાંપત્ય


| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧ | બના ગુર્જરી ગુર્જરી શું કરો રે | ૧ |
| ૨ | સુરત શહેરની ગુજરી રે | ૩ |
| ૩ | સોના એડું રૂપલા ઊઢાણી જો | ૫ |
| ૪ | મોરલી તે ચાલી રંગ રૂસણે રે | ૭ |
| ૫ | આવ્યા રે આવ્યા દશરા કેરા દિન | ૮ |
| ૬ | ઝીણી ઝીણી તે વાદળીમાં વીજળી રે | ૧૧ |
| ૭ | ચંપા પાંખડી વાળો હિંદોળો બંધાવો | „ |
| ૮ | ઢોલાજી ચાલ્યા ચાકરી | ૧૨ |
| ૯ | ઉંચાં ઉંચાં રે આમળાનાં ડાળ | ૧૩ |
| ૧૦ | તમે એક વાર મારવાડ જાજો રે | ૧૪ |
| ૧૧ | સાવ સોનાની મારી ઢેળણી રે | „ |
| ૧૨ | આવી રે આવી જોગીની જમાત | ૧૬ |
| ૧૩ | એને પાન સોપારી ના ભાવે | ૧૭ |
| ૧૪ | કાંતો રે મારાં મેંદાં બીબી! | ૧૮ |
| ૧૫ | કાંતો રે મારાં કણબણ રાણી! | ૧૯ |
| ૧૬ | ઘુઘરીઆળો ઝાંપલો | ૨૦ |

ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક

## ભાગ ૨ જો

## કુટુંબ–ગૃહસંસાર

૧૭ ઉંચી કુંચીનાં થડ ચોકણાં રે મારા નંદલાલ! ૨૩
૧૮ ઓરડામાં ઊભાં વહુઅર ૨૪
૧૯ લીલી ફિટાણી હીરની જો ૨૫
૨૦ સવા મણ સોનાનું કાપડું રે ૨૬
૨૧ બાર બાર વરસે આવ્યા વીરોજી ૨૭
૨૨ નહીં જવું શામળીયા લાલ! કાંટો ઝેરી રે ૨૮
૨૩ સુંદર શામળીયા! આ પેલું ઘર મારૂં ૨૯
૨૪ અંબાજીના દહેરા પછવાડે નિત નિત મરઘો બોલે જી રે ૩૦
૨૫ મા! હું ખેતરમાં ગઈ'તી લાલ! ૩૧
૨૬ મારી ત્રણ પૈસાની ટીલડી લાલ ઝરમરીયું ,,
૨૭ ગરબો કોરાવો, ગરબે જાળીઓ મૂકાવો જો ૩૨
૨૮ ઊંડો કુવો ભર સાંકડો રે, માંહ્ય છે કારેલીનો છોડ ૩૫
૨૯ મારે ઘેર બાર બાયર, હઠીલા વાણિયા! ,,
૩૦ ફૂકડું ઉડયું માઝમ રાત, વસાવ્યું વડોદરૂં રે લોલ ૩૬
૩૧ મા! મારી શોકય આવ્યાં પરૂણલાં ૩૭
૩૨ મા! મારી સાસુડી માંદી પડી રે ૩૮
૩૩ મારી માતાએ માથાં ગુંથીયાં ૪૦
૩૪ મારી સાસુએ એમ કહ્યું જો ૪૧
૩૫ મા! મારી તે સાસુ એમ કહે છે ૪૨
૩૬ ઉત્તરમાંથી દીકરી જનમ્યાં ૪૪
૩૭ મેં તો કોડેશું પગરણ માંડીયાં ૪૫

| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૩૮ | મૂળાનું તો શાક કર્યું ને, ડોસો કહે છે રૂચા | ૪૬ |
| ૩૯ | વીરા! હું રે સંતોષણુ બેનડી! | ૪૭ |
| ૪૦ | સાઠી ને કાંઈ ચોખા રે, કંકુ વરણા | ૪૮ |
| ૪૧ | મારે આંગણે કૂઇ છે રે, છમછમીયાં પાણી | ૪૯ |
| ૪૨ | મંકોડાની હાર ચાલી, મમ ઘોડા લાલ રે | ,, |
| ૪૩ | મારો સસરો છે તલાટી, મને અંગુઠી ઘડાવી | ૫૦ |
| ૪૪ | ઊઠો વહુજી! ઘઉંના વીણો જો | ,, |
| ૪૫ | અમે શેર બશેર ભાંગો પીધી રે | ૫૨ |
| ૪૬ | ઓડો તેડાવો ને ઇંટો પડાવો | ૫૩ |
| ૪૭ | મારા વાડામાં એરંડો, કેસરીયા લાલ! | ૫૪ |
| ૪૮ | સાસુજી! ઘડુલો ફૂટયો | ૫૫ |
| ૪૯ | મા ને દીકરી પાણીલાં સંચર્યાં રે લોલ | ૫૭ |
| ૫૦ | મારા સસરા એવા ભૂંડા | ૫૯ |
| ૫૧ | સુરતની બંગડી બાર બંધવાળી | ૬૦ |
| ૫૨ | સાસુને બારણે લીમડી રે | ૬૨ |
| ૫૩ | ઊંડો કૂવો જળ ઊતરાં, જળ ભરવા દો | ૬૩ |
| ૫૪ | મારા વાડામાં સીતાફળી, તેનાં ફળ મીઠાં | ૬૪ |
| ૫૫ | મારા સસરા જમવા બેઠા સુરતી માદળીયાં | ૬૫ |
| ૫૬ | સરખી તે સહિયરો પાણીલાં સંચર્યાં રે લોલ | ૬૬ |
| ૫૭ | મારો વીરો, મારો વીરો, જમવા રે બેઠા | ૬૭ |
| ૫૮ | મારો વીરો ભર્યા સમુદ્રમાં નાહ્ય | ,, |
| ૫૯ | સરસ્વતિ ગણપતિને પાય લાગું | ૬૯ |
| ૬૦ | ઝીણી ઝીણી વાગે ઘુઘરડી રે, ઝાંઝરને ઝમકારે | ૭૧ |
| ૬૧ | તારી ઝુલડી ક્યાં ગઈ? જશોદા પૂછે છે | ૭૩ |

| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૬૨ | ગુલડીને કારણુ પહોંચી લીધી | ૭૩ |
| ૬૩ | ઉંચા ઉંચા બંગલા ચણાવો | ૭૪ |
| ૬૪ | હું તમને પૂછું મારા વીર રે, પોપટજી! | ૭૭ |
| ૬૫ | કડવો લીમડો ને કડવી કારેલી રે | ૭૮ |
| ૬૬ | હું તો રાજાની વાડીઓમાં ગઈ'તી મારા રાજ! | ,, |
| ૬૭ | સાસુ વહુની વઢવાડ, કહો ઘર કેમ ચાલે? | ૭૯ |
| ૬૮ | મારા રે બાપે ઝાલાપુર દીધી | ૮૦ |
| ૬૯ | પહેલી પળનાં કારેલાં, બીજી પળની વાલોળો રે | ૮૧ |

રમત—ગમત
ભાગ ૩ જો

| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
| --- | --- | --- |
| ૭૦ | રૂપિયો લેઈ હું તો સરકારમાં ગઈ'તી | ૮૫ |
| ૭૧ | ડોશીડાને હાટે ગ્યા'તાં, સહિયર! મારી | ૮૬ |
| ૭૨ | આ, શું દીયરીએ જોટડી રે આણી! | ૮૭ |
| ૭૩ | મેના સખી! રે મેના સખી! | ૮૮ |
| ૭૪ | અમર લ્યો રે! અમર લ્યો | ૮૯ |
| ૭૫ | વનમાં બોલે રાજ, કોયલડી રે | ૯૦ |
| ૭૬ | આજ મારે સોનાનાં કામ, આજ મારે રૂપાનાં કામ | ૯૧ |
| ૭૭ | સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં | ૯૨ |
| ૭૮ | દોઢ બદામની કુંડી રે આણી | ૯૩ |
| ૭૯ | તલવાડાનો નાનજી ડામર, ઝમકુડી | ૯૪ |
| ૮૦ | વરહો છો રે હનિયા દુખી થાય છે | ૯૫ |
| ૮૧ | શીમલા ઝુલણુ લ્યો, નદીની પારે ખેતરાં શીમલા | ૯૯ |
| ૮૨ | મારૂં સોનાનું છે બેડું રે, છેલછબીલા છોગાળા! | ૧૦૦ |

| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૮૩ | નાની નાનીશી લીમડીઓનાં ઝરમરીયાં શાં પાન | ૧૦૧ |
| ૮૪ | મગ મગ જેવડા મોગરા રે | ,, |
| ૮૫ | મારા પાણીઆરામાં જીરૂં રે વાવ્યું | ૧૦૩ |
| ૮૬ | આપું આપું કલ્લાંની જોડ, કરૂં રે ગરાસણી | ૧૦૪ |
| ૮૭ | હું તો ઊંડી કોઠીમાં ઉતરી રે નાનાં નાનાં ચીભડાં લ્યો | ૧૦૫ |
| ૮૮ | એક વાર સુરત જાજો જોગીડા ! | ૧૦૬ |
| ૮૯ | દૂધી દૂધી તળાવડી રે | ૧૦૭ |
| ૯૦ | આ જમના ઝીલવા અમે ગયાં જી રે શામળીઆ ! | ૧૦૮ |
| ૯૧ | બ્રાહ્મણની શેરીએ ના જઈશ મારા પોપટ ! | ૧૦૯ |
| ૯૨ | મારા વાડામાં ગુંદી લાલ ! ગુંદાં લ્યો | ૧૧૦ |
| ૯૩ | સુરતી ગરબો વાપરૂયો, જઈ ડુંગરમાં કોરાવ્યો જી રે | ૧૧૧ |
| ૯૪ | લીલીશી ટોપી ને ભરતે ભરેલી | ,, |
| ૯૫ | આંબો પાકયો ઝાકમ ઝુમ રે | ૧૧૨ |
| ૯૬ | આગળ આવે છે મારૂં મગફળીનું ખેતર | ,, |
| ૯૭ | પા પૈસાનું મેં તો ધૂપેલ આણ્યું | ૧૧૩ |
| ૯૮ | મારે ઘેર આવજો રે નણદોઈ પરણુલા | ,, |
| ૯૯ | સોના તે કેરૂં મારૂં બેડલું રે | ૧૧૫ |
| ૧૦૦ | આંબો મોર્યો રે મહુડે મોગરો | ૧૧૬ |
| ૧૦૧ | ચુંદડી તે ભલેરી આવી રે પાવગઢની ચુંદડી | ૧૧૭ |
| ૧૦૨ | તરક બાધરભાઈ જૂગટું રમતા | ૧૧૮ |
| ૧૦૩ | ભલું મળ્યું ભાઠોડું ગામ | ૧૨૨ |
| ૧૦૪ | રંગમહોલમાં તે કોણ કોણ પોઢશે ? | ૧૨૪ |
| ૧૦૫ | ખરા લોહાનું મારૂં દાતરડું રે લોલ | ૧૨૫ |

| ગીતાંક | દરેક ગીતની પહેલી લીટી | પૃષ્ઠાંક |
|---|---|---|
| ૧૦૪ | હેલુ પેલુ તારીયું ઉગેલું રે, રતન તારીયું | ૧૨૬ |
| ૧૦૬ | મારી ધાણીને તારા દાળીઆ, ગોવાળીઆ રે લોલ | ૧૨૭ |
| ૧૦૭ | ડુંગરી ઉપર કાચંડી વીયાણી રે મારાજા | ૧૨૮ |
| ૧૦૮ | રાહી નાંનેરી પરણાવી, રાહી ભમરી રે | ૧૨૯ |
| ૧૦૯ | પીપળાનું પાનું બોલે ધડાધડ રે | ૧૩૦ |
| ૧૧૦ | પાટણ જડયું રે જડાવ, અમદાવાદ ચીતરયું રે | ૧૩૧ |
| ૧૧૧ | મા મને ડોસાને પરણાવી રે | ૧૩૨ |
| ૧૧૨ | બાર વરસની કન્યા ને અઢી વરસનો વર રે | ૧૩૩ |
| ૧૧૩ | દુનિયા આવે છે માની જાત્રા જો | ૧૩૫ |
| ૧૧૪ | ગજ ગજની ટોપી રે બડવા ! શેરીએ દોડયો રે બડવા | ૧૩૬ |
| ૧૧૫ | બાળો બ્રહ્મચારી, મારો બાળો બ્રહ્મચારી | ,, |




# શુદ્ધિ

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૮ | ૧૭ | પાછા | પાછાં |
| ૧૨ | ૬ | તુલસીઆ | તુલસીઓ |
| ,, | ૯ | ઝાઝરા | ઝાંઝરાં |
| ૧૫ | ૧૨ | ચોલો | ચાલો |
| ૧૮ | ૧૭ | મંદાં | મેંદાં |
| ૨૪ | ૯ | અખડયું | આખડયું |
| ૨૬ | ૧૦ | કાપડની | કાપડાની |
| ,, | ૧૬ | રાઠોડની | રાઠોડ |
| ૨૭ | ૧૪ | તો | તે |
| ૩૧ | ૯ | પૈસા | પૈસાની |
| ૩૨ | ૯ | મૂકાવજો | મૂકાવો જો |
| ૩૭ | ૬ | ઢોણું | દાણું |
| ૪૩ | ૨૨ | સાંબેલા | સાંબેલાં |
| ૪૮ | ૯ | વીર | વીરા |
| ,, | ૨૦ | કામઢીયા | કામઠીયા |
| ૫૩ | ૫ | પડાવે | પડાવો |
| ૫૪ | ૧૭ | આવ્યો | આપ્યો |
| ૬૦ | ૩ | બોલ્યા | બોલ્યાં |
| ,, | ૧૭ | સાસરે | સસરે |
| ૬૩ | ૩ | સાસરો | સસરો |

| પૃષ્ઠાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૪ | ૧૫ | પહેર્યું | પહેર્યાં |
| ૬૬ | ૧૫ | વારે | વાર |
| ૬૭ | ૬ | રાજષણુ | રાજવણુ |
| ૬૮ | ૬ | ખાંચણાં | ખાંયણાં |
| ૬૯ | ૩ | વીર | વીરો |
| ૮૦ | ૯ | સાસરીયાનાં | સાસરીયાનાઃ |
| ,, | ૧૪ | સા | સો |
| ૮૭ | ૨૦ | ધૂણીયા | ધૂણીયા |
| ૯૦ | ૧૨ | છેલ્લે "લોલ" શબ્દ વધારીને વાંચવું. | |
| ૧૦૪ | ૧૦ | તારી | (શબ્દ ભેવડયો છે) |
| ૧૧૧ | ૧ | કુંઅરામાં | કુંઅરમાં |
| ૧૧૨ | ૧ | ઝાક | ઝાકમ |



# ગુજરાતના રસકલ્લોલ

## ૧

## ગુજરી[૧]

( એક સાથે બધાંએ ડાબી બાજુએ કૂદકો મારી તાળી પાડવી, પછી તેવી જ રીતે જમણી બાજુએ કૂદકો મારી તાળી પાડવી. )

( કુદણીયું—ત્રણ તાળી )

બના ગુજરી ગુજરી શું કરો રે,
બના ગુજરી ગુલાબ કેરૂં ફૂલ;
બના મારૂ સમાને ગુજરી રે.

બના ગુજરીના દાંત વખાણીએ રે,
બના જાણે દાડમ કેરાં બીજ. બના૦

બના ગુજરીના હોઠ વખાણીએ રે,
જાણે કંકુ કેરી લોળ. બના૦

બના ગુજરીનું મુખ વખાણીએ રે,
જાણે જાણે પૂનમ કેરો ચંદ. બના૦

બના ગુજરીના પગ વખાણીએ રે,
બના જાણે કેળો કેરા થંભ. બના૦

બના સોના તે કેરૂં મારૂં બેડલું રે,
(કે) બના રૂપલા ઉઢાણી હાથ. બના૦

---

૧ ગુર્જરની સ્રી, ગુજરાતણ.

બના સાતે સહિયરો પાણી સંચર્યાં રે,
બના સાંભળી છે નવતેરી વાત. બના૦

બના ક્યારે જશો કે બના પરણવા રે,
બના ક્યારે ચલાવશો જાન. બના૦

બના શા શા વાકે બના પરણુશો રે,
બના નથી ફેડયાં ને નથી ઢોળીયાં રે,
બના નથી કરયા રંજાડ. બના૦

ગોરી કોણે કહ્યાં ને કોણે સાંભળ્યાં રે,
ગોરી કોણે ઉરાડેલી વાત. બના૦

બના ચંદે કહ્યાં ને સુરજે સાભળ્યાં રે,
બના વાવલીએ કહી અમને વાત. બના૦

ગોરી તમારાં મહિયર ઘણાં વેગળાં રે,
અમને ઢુંકડાં સાસરીયાંની ખાંત. બના૦

ગોરી તમારો વીરો છે એકલો રે,
અમને સાતે સાળાની ઘણી ખાત. બના૦

ગોરી તમારાં છોરૂડા ગોબરાં રે,
અમને ભેગાં જમાડયાની ખાંત. બના૦

ગોરી તારા પણુંચા શામળા રે,
અમને ગોરા પણુંચાની ખાંત. બના૦

બના ક્યારે જશો બના પરણવા રે,
બના ક્યારે ચલાવશો જાન. બના૦

ગોરી બીજે ત્રીજે મારો માંડવો રે,
ગોરી ચોથે ચલાવશું જાન. બના૦

બના આડી ચણાવું ચંદન કોટડી રે,
બના નજરે ના જોઉં નાની સોક્ય. બના૦

ગોરી પાડું પાડું ચંદન કોટડી રે,
ગોરી ભેગી જમાડું નાની સોક્ય. બના૦

---

૨

## ગુજરી[૧]

( કૂદણીયું—ત્રણ તાલી )

સુરત શહેરની ગુજરી રે,
સારી સારી બંગડીઓ વેચાય—
મારી સહીયરો !
આજ મારા વ્હાલમ ઘેર નથી રે.

વ્હાલમ હોય તો મૂલ કરે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો ! આજ૦

મુંબાઈ શહેરનાં સાચાં મોતી રે,
ભારે ભારે મૂલથી વેચાય, મારી સહિયરો ! આજ૦

વ્હાલમ હોય તો મૂલ કરે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો ! આજ૦

---

૧ અમદાવાદના માણેક ચોકમાં દર શુક્રવારે જે ગુજરી ભરાય છે તે અર્થ હેવો—હાટ.

દાહોદ શહેરના દાંડીયા રે,
સારા સારા દાંડીયા વેચાય, મારી સહિયરો! આજ૦
વ્હાલમ હોય તો મૂલવે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો! આજ૦
ડભોઈ શહેરના ડાબલા રે,
સારા સારા ડાબલા વેચાય, મારી સહિયરો! આજ૦
વ્હાલમ હોય તો મૂલ કરે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો! આજ૦
નડિયાદ શહેરના નવાં નાડાં રે,
સારાં સારાં નાડા વેચાય, મારી સહિયરો! આજ૦
વ્હાલમ હોય તો મૂલવે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો! આજ૦
ઘોઘા શહેરના ઘુઘરા રે,
સારા સારા ઘુઘરા વેચાય, મારી સહિયરો! આજ૦
વ્હાલમ હોય તો મૂલ કરે રે,
જોબન ઝોલા ખાય, મારી સહિયરો! આજ૦

---

૩

# રાણીનો મોર

(ગરબો—ત્રણ તાળી)

સોના બેડું રૂપલા ઉઢાણી જો,
રાજાની રાણી રે પાણીલાં સંચર્યાં.

આણી તીરે રાણી ભરે પાણી જો,
પેલી ને તીરે રે મોર ટહુકા કરે.

દાસીએ જઈને રાજાજીને સોંપ્યાં જો,
તમારી રાણી રે મોર સાથે રમે.

ત્યાંથી રાજાજી વનવગડામાં ચાલ્યાં જો,
રાજાએ લઈ ધનુષબાણ સાધીયાં.

પહેલું બાણ રાજાજીએ માર્યું જો,
જઈને વાગ્યું રે મોરના પગમાં.

બીજું બાણ રાજાજીએ માર્યું જો,
જઈને વાગ્યું રે મોરની પાંખમાં.

ત્રીજું બાણ રાજાજીએ માર્યું જો,
જઈને વાગ્યું રે મોરના પેટમાં.

ચોથું બાણ રાજાજીએ માર્યું જો,
જઈને વાગ્યું રે મોરના મુખમાં.

પાંચમું બાણ રાજાજીએ માર્યું જો,
પાંચમે ને બાણે રે મોર ઢળી પડયો.

દાસીએ જઇને રાણીને સંભળાવ્યા જો,
તમારો મોર રાજાજીએ મારીયો.

ઉઠો રાણીજી ! દરવાજા ઉઘાડો જો,
રડતાં ને કકળતાં દરવાજા ઉઘાડીયા.

પીયરનો પાડોશી મોર કેમ મારીયો ?
સાસરીનો સંગાતી મોર કેમ મારીયો ?

કહો તો રાણીજી ! (ઉંચી) હવેલી ચણાવું જો,
હવેલીએ ચીતરાવું વનનો મોરલો.

ઘેલા રાજાજી ! ઘેલડીયું શું બોલો જો ?
કડીયાનો ચીતરેલો મોર કેમ બોલશે ?

કહો તો રાણીજી ! સુરતથી સાડી મંગાવું જો,
પાલવડે છપાવું વનનો મોરલો.

ઘેલા રાજાજી ! ઘેલડીયું શું બોલો જો ?
પાલવડે છાપ્યો તે મોર કેમ બોલશે ?

કહો તો રાણીજી ! મુંબાઇ બંગડી ઘડાવું જો,
બંગડીએ ચીતરાવું રે વનનો મોરલો.

ઘેલા રાજાજી ! ઘેલડીયું શું બોલો જો ?
સોનીનો ચીતરેલો મોર કેમ બોલશે ?

કહો તો રાણીજી ! વાવડલી ગોદાવું જો,
ટોડરલે મૂકાવું રે વનનો મોરલો

ઘેલા રાજાજી ઘેલડીયું શું બોલો જો ?
ટોડરલે મૂકેલો મોર કેમ બોલશે ?

૪

# મોરલી

( ફૂદડીયું—બંને રીતે ગવાય છે. ત્રણ તાલી )

મોરલી તે ચાલી રંગ રૂસણે રે,
કોણ મનાવા જાય રે ? મોરલી !
જશે સસરોજી પાતળા રે.

સસરાની વાળી નહીં વળું રે,
હાં હાં, હોવે, હું તો મારે મહીયર જાશ રે. મોરલી.

મોરલી ચાલી તે રંગ રૂસણે રે,
કોણ મનાવા જાય રે ? મોરલી.
જશે જેઠજી પાતળા રે.
જેઠની વાળી નહીં વળું રે,
હાં હાં, હોવે હું તો મારે મહીયર જાશ રે. મોરલી.

મોરલી ચાલી રંગ રૂસણે રે,
કોણ મનાવા જાય રે; મોરલી
જશે દીયરજી પાતળા રે.

દીયરની વાળી નહીં વળું રે,
હાં હાં, હોવે, હું તો મારે મહીયર જાશ રે. મોરલી.

મોરલી ચાલી રંગ ફસણે રે,
કોણ મનાવા જાય રે ? મોરલી
જશે પરણ્યોજી પાતળા રે.
હાથમાં એવડી રાશ રે. મોરલી.
એક મારી ને બીજી મારશે રે,
હાં હાં, હોવે, હું તો મારે આગળ માથ રે. મોરલી.

---

૫

## આણું

(ગરબો—ત્રણ તાળી)

આવ્યા રે આવ્યા દશરા કેરા દિન
દુશ્મન દીયર આણે આણે આવીયો રે.
સહીયર ! મારી દાદાને સંભળાવ,
દીયરીયા સાથે સાસરે નહીં જઉં રે.
ઘેલાં રે દીકરી ! ઘેલડીયા શા બોલ,
પરદેશી આણાં પાછાં નહીં વળે રે.
સહીયર ! મારી માતાને સંભળાવ,
( સહીયરે માતાને સંભળાવીયાં રે. )
દીયરીયા સાથે સાસરે નહીં જઉં રે.
ઘેલાં રે દીકરી ! ઘેલડીઆ શા બોલ,
પરદેશી આણાં પાછાં નહીં વળે રે.

સહીયર ! મારી વીરાને સંભળાવ,
દીયરીયા સાથે સાસરે નહીં જઉં રે.
ઘેલાં રે બેની ! ઘેલડીઆ શા બોલ,
પરદેશી આણાં પાછાં નહીં વળે રે.
દાદાએ વ્હોરી અગવેલ ને પગવેલ,
વ્હોર્યું દોઢી બોંયનું કાપડું રે.
માતાએ વ્હોરી સાડીઓ કસબી કોર,
વ્હોર્યો પાંચ પટાનો ઘાઘરો રે.
વીરાએ વ્હોર્યાં તેલ ને ફુલેલ,
વ્હોરી રત્નજડેલી કાંસકી રે.
આવ્યાં રે આવ્યાં આંબા કેરાં ઝાડ,
દાદા વળાવી પાછા વળ્યા રે.
આવી આવી સરોવર કેરી પાળ,
માતા વળાવી પાછાં વળ્યાં રે.
આવ્યાં આવ્યાં આસોપાલવનાં ઝાડ,
ત્યાં દીયરીએ તંબુ તાણીયા રે.
પે'રો ભાભી ! અગવેલ ને પગવેલ,
પે'રો દોઢી બોંયનું કાપડું રે.
પે'રો ભાભી ! સાડીએ કસબી કોર,
પે'રો પાંચ પટાનો ઘાઘરો રે.
ઘાલો ભાભી ! તેલ ને ફુલેલ,
ઓરો રત્નજડેલી કાંસકી રે.

ચોરે બેઠા દાદાજીએ પૂછીયાં રે:
સાચા દીકરા ! સાચા બોલજો બોલ ?
આટલા દિવસ તમને ક્યાં થયા રે ?

ભાભીના બાપા ગયા'તા પરદેશ;
એમને સાસરવાસો કોણ કરે રે ?

રસોડે તે બેઠાં માતાજીએ પૂછીયાં રે:
સાચા દીકરા ! સાચી કહોને વાત:
આટલા દિવસ તમને ક્યાં થયા રે ?

ભાભીની માતા ગયા'તાં મહીયર,
એમને વળાવાને કોણ આવે રે ?

મેડીએ ચડતાં સ્વામીજીએ પૂછીયાં રે:
સાચાં ગોરી ! સાચી કહોને વાત:
આટલા દિવસ તમને ક્યાં થયા રે ?

આવ્યાં આવ્યાં આશોપાલવનાં ઝાડ
ત્યાં તમારા વીરે તંબુ તાણીયા રે.

( આ બધી હકીકત સાંભળી મોટો ભાઈ પોતાના ન્હાના ભાઇને ઘરમાંથી કાઢી મૂકે છે. )

૬

# નોકરી

(ગરબો—ઘુમ્મર એક તાળી)

ઝીણી ઝીણી તે વાદળીમાં વિજળી રે,
ઝીણા ઝરમર વરસે મેઘ—
ગુલાબસિંગ કેમ જાશો તમે ચાકરી રે ?
રાજને વ્હાલી વડોદરાની નોકરી રે,
મને વહાલા પિયુના બોલ. ગુલાબ૦
લાલના પિત્તળ લોટા જળે ભર્યા રે,
દાતણ કરનારો શહેર સૂબો. ગુલાબ૦
રાજના ચીનાઈ તે પ્યાલા તેલે ભર્યા રે,
મર્દન કરનારો શહેર સૂબો ગુલાબ૦
રાજની તાંબા તે કુંડીઓ જળે ભરી રે,
ઝીલણુ ઝીલનારો શહેર સૂબો. ગુલાબ૦
રાજની રાંધી રસોઇઓ એમ રહી રે,
ભોજન કરનારો શહેર સૂબો. ગુલાબ૦
રાજનાં વાર્યાં તે બીડલાં એમ રહ્યાં રે,
મુખવાસ કરનારો શહેર સૂબો. ગુલાબ૦
રાજની ઢાળી તે બાજીઓ એમ રહી રે,
રમત રમનારો શહેર સૂબો. ગુલાબ૦

૭

# હિંદોળો

( ઠેકડા મારી, ચપટી વગાડી ને ગાવાનું—એક તાળી )

ચંપા પાંખડીઓવાળો હિંદોળો બંધાવો,
અમે તમે બે જણાં હીંચીએ, દેશોત રાજ!
અમો થકી રાજ! માયા ઉતારી.

માયા ઉતારી રાજ! નજરો ન રાખી;
નજરોથી વેગળા પધારો ? દેશોત રાજ! અમો૦

સોક્ય સારૂ તે રાજ! તુલસીઆ લાવ્યા,
અમો સારૂ કંઠીઓ ન લાવ્યા, દેશોત રાજ! અમો૦

સોક્ય સારૂ રાજ, સાંકળા રે લાવ્યા,
અમો સારૂ ઝાંઝરા ના લાવ્યા, દેશોત રાજ! અમો૦

---

૮

# વીંજણો

( ફુદડીવું—ત્રણ તાળી )

ઢોલાજી ચાલ્યા ચાકરી, ઢોલાજી! વીંજણો લ્યો.
જ્યાં જાવ ત્યાં તેડતા જાજો, વ્હાલમજી! વીંજણો લ્યો.

તલવાર સરખી ઉજળી, ઢોલાજી ! વીંજણો લ્યો.
તમારી ભેઠમાં રમતી આવું, વ્હાલમજી ! વીંજણો લ્યો.

બરછી સરખી પાતળી, ઢોલાજી ! વીંજણો લ્યો.
તમારી હાથેલીમાં રમતી આવું, વ્હાલમજી ! વીંજણો લ્યો.

---

૯

# હિંદોળો

(ફુદણીયું—ત્રણ તાળી)

ઉંચાં ઉંચાં રે આમલાનાં ડાળ,
નીચે સરોવર ઝીલતાં રે.

કીયા ભાઇ હિંદોળો બંધાવે !
કઈ વહુને ન્હાનપણ સાંભર્યાં રે !

જયંતભાઇ હિંદોળો બંધાવે,
મણી વહુને ન્હાનપણ સાંભર્યાં રે.

ભાગ્યાં ભાગ્યાં આંબળાનાં ડાળ,
ભાગ્યાં મણી વહુનાં હાડકાં રે.

---

૧૦

# સોકય

( કુદણીયું—ત્રણ તાળી )

તમે એક વાર મારવાડ જાજો રે મારવાડા,!
તમે ન્હાની શી સોકય લાવજો રે મારવાડા!
તમે લાવો તો અમથી અળગી રાખજો રે મારવાડા!
તમે દાબલી લાવજો, ડુબળી લાવજો—
પાન સોપારી પાનનાં બીડાં લાવજો રે મારવાડા!
તમે લાવો તો બે જોડી લાવજો રે મારવાડા!
પેલી માનીતી મજરો લેશે રે મારવાડા!
પેલી અળખામણી આંસું પાડશે રે મારવાડા!

---

૧૧

# ઢોળણી

( ગરબો—એક તાળી )

સાંવ સોનાની મારી ઢોળણી જી રે,
જી રે રૂપાના પાયા, જાદવરાય! ઢોળણી જી રે.
પોઢશે કયા ભાઇ પાતળા રે?
એમને કયી વહુ ઢોળે વાય? જાદવરાય!

પોઢશે મદનભાઈ પાતળા રે,
એમને રસિક વહુ ઢોળે વાય. જાદવરાય!

હાથ વછૂટ્યો વીંજણો જી રે,
મુખ વછૂટી ગાળ. જાદવરાય!

રસિકા વહુ ચાલ્યા રૂસણે જી રે,
એમને કોણ મનાવા જાય? જાદવરાય!

જશે દુષ્યંતભાઈ પાતળા જી રે,
ચાલો ભાભડલી! ઘેર. જાદવરાય!

તમારી તે વાળી નહીં વળું રે,
તમારા વીરાજી રે દીધી ગાળ. જાદવરાય!

ચાલ્યા મદનભાઈ પાતળા જી રે,
ચોલો ગોરાંદે! ઘેર. જાદવરાય!

તમારી તે વાળી નહીં વળું રે,
હું મારા મહીયર જાશ. જાદવરાય!

કાચા બાવળની સોટીઓ જી રે,
સોટી દીધી સાત પાંચ. જાદવરાય!

હવે ન કો દી જાઉં રૂસણે જી રે,
શીખ મળી ભલી પેર. જાદવરાય!

———

૧૨

# જોગીડો

( ગરબો—ત્રણ તાળી )

આવી રે આવી જોગીની જમાત,
જોગીડો ઉતર્યો રે બાળા વડ તળે રે લોલ.
નણદલ ને ભોજાઇ બે પાણીલાં સંચર્યાં રે લોલ.

બેડું મેલ્યું સરોવરીઆ પાળ,
ઉઢાણી ભરવી આંબળીયાની ડાળ,
નણદી રે મોહ્યાં રે જોગીની જમાતને રે.

સાંભળો મારી સગી નણદીના વીર !
દુઃખ ના લાગે તો કહું એક વીનતી રે લોલ.

બાંધ્યો રે બાંધ્યો ઢાલો ને તલવાર
નણદુલી મોહ્યાં રે જોગીની જમાતને રે લોલ.

બેની ! રે મારી મહેલોનાં રહેનાર,
ઝાંપે ને ઝુંપડી રે તમને કેમ ગમે રે ? લોલ.

વીરા ! રે તારા મહેલો બાળી મ્હેલ,
ઝાંપે ને ઝુંપડીએ મારાં દિલ વસ્યાં રે લોલ.

બેની ! રે મારાં ઢોળીઆનાં પોઢનાર,
ભોંયે ને સાથરા તમને કેમ ગમે રે ? લોલ.

વીરા ! રે તારા ઢોળીયા બાળી મેલ્ય.
ભોંયે ને સાથરાએ મારાં દિલ વસ્યાં રે લોલ.

બેની ! રે મારાં હીર ચીરનાં પહેરનાર,
ભગવાં રે લુગડાં રે તમને કેમ ગમે રે ? લોલ.

વીરા ! રે તારાં હીર ચીર બાંધી મેલ્ય,
ભગવાં ને લુગડે રે મારાં દિલ વસ્યાં રે લોલ.

બેની ! રે મારાં રાંધ્યાંનાં જમનાર,
માગેલા ટુકડા રે તમને કેમ ગમે રે ? લોલ.

વીરા ! રે તારાં રાંધ્યાં ઢાંકી મેલ્ય,
માગેલા ટુકડે રે મારાં દિલ વસ્યાં રે લોલ.

---

## ૧૩

# વહુનો સ્વભાવ

( ફૂદણીઉં—ત્રણ તાલી )

એને પાન સોપારી ના ભાવે,
એને ભૂતડા[૧] ઉપર ભાવ,
એ ઘર કેમ ચાલે ?

એને લવિંગ એલાયચી ના ભાવે
એને ઠીકરાં ઉપર ભાવ. એ ઘર૦

એને બદામ પસ્તાં ના ભાવે,
એ નિત નિત કોલસા ખાય. એ ઘર૦

---

૧ ધોળકાની શેકેલી કાળી માટી. અમદાવાદમાં વહોરાના દુકાને મળે છે. ગર્ભવતી સ્ત્રીઓ અભાવા થતાં એ માટી ટોપરા પેરે ચાવે છે.

એને ઘારી લાપસી ના ભાવે,
એને ભેડકા ઉપર ભાવ. એ ધર૦

એને બરફી ચૂરમું ના ભાવે,
એને ઘેંસ ઉપર બહુ ભાવ. એ ધર૦

એને દૂધપાક શીખંડ ના ભાવે,
એને છાશ ઉપર બહુ ભાવ. એ ધર૦

એને ચ્હા ને બીસ્કીટ ના ભાવે,
એને પૂરીઓ ઉપર ભાવ. એ ધર૦

એને સોડા લેમન ના ભાવે,
એને દહીં ઉપર બહુ ભાવ. એ ધર૦

એને સાડી પોલકાં ના રે ગમે,
એને કાપડાં ઉપર ભાવ. એ ધર૦

---

૬૪

# રેંટીયો—૧

( સામસામી ગવાય છે. )

કાંતો રે મારાં મેંદાં બીબી !
ક્યા કાંતું મિયાં ! રેંટીયા નહીં.
ધબડ ધબડ જાઉંગા, સુતાર પકડ લાવુંગા.
રેંટીયા ઘડાવુંગા.
કાંતો રે મારાં મેંદાં બીબી !

ક્યા કાંતુ મિયાં ! તરાક નહીં.
ધબડ ધબડ જાઉંગા, લુહાર પકડ લાવુંગા;
તરાક ઘડાવુંગા.
કાંતો રે મારાં મેંદાં બીબી !

ક્યા કાંતું મિયાં ! ચમરખા ! નહીં.
ધબડ ધબડ જાઉંગા, મોચી પકડ લાવુંગા;
ચમરખા બનાવુંગા.
કાંતો રે મારાં મેંદાં બીબી !

ક્યા કાંતું મીયાં ! પુણીઓ નહીં.
ધબડધબડ જાઉંગા, પીંજારા પકડ લાવુંગા.
પુણીઓ બનાવુંગા
કાંતો રે મારાં મેંદાં બીબી !

---

૧૫

# રેંટીયો—૨

( છોકરીઓ બે ટોળે થઇ સામા સામી ગાય છે )

કાંતો ને મારાં કણબણ રાણી !
રેંટીયો નહીં રે રાણા !
ગાડા ભગાવુંગા, રેંટીયા કરાવુંગા,

કાંતે. ને મારા કણબણ રાણી !
તરાક નહીં રે રાણા !
હળપુણી ભગાવુંગા, તરાક ઘડાવુંગા,
કાંતો ને મારા કણબણ રાણી !
ચમરખા નહીં રે રાણા !
જેનતરા વેતરાવુંગા, ચમરખા કરાવુંગા.
કાતો ને મારાં કણબણ રાણી !
પૂણીઓ નહીં રે રાણા !
દાદી કતરાવુંગા, પૂણીઓ કરાવુંગા.
કાંતો ને મારા કણબાણ રાણી !
કેડો દુઃખે રાણા !
ઘોડો કરાવુંગા, કેડો ભગાવુંગા.
કાતે. ને મારાં કણબણ રાણી !

---

## ૧૬

## સમસ્યા

નાયક—ઘુઘરીઆળો ઝાપલો, રતનજડિત કમાડ;
અર્ધી રાતે પાણી સંચર્યાં, એ કીયા પુરુષ ઘેર નાર.

નાયકા—જેની તલવારે ત્રણ ઝૂમતાં, જેની કટારીએ નવ ભાત,
પાઘડીએ દશ દશ ઝૂમતાં, એ રે પુરૂષ ઘેર નાર

---

૧૭

# સાસુ

(કુદણીવું—ત્રણ તાળી)

ઊંચી કુંચીનાં થડ ચીકણાં રે મારા નંદનલાલ
હું ને મારી સાસુ ચઢીયાં રે, ,,
સાસુનાં ડાળાં નમીયાં રે. ,,
ભલે પડયાં મારાં સાસુ રે. ,,
હેઠે પડી છે ડીકરી રે, ,,
રડશે એની દીકરી રે. ,,
હેઠે પડયા છે છલા રે, ,,
મારે કૂએ છે બલા રે. ,,
અર્ધી રાતની ઉઠાડતી'તી, ,,
અધમણ દળણાં દળાવતી'તી. ,,
તેના રોટલા ઘડાવતી'તી, ,,
છયાં છોકરાં ખવડાવતી'તી. ,,
વધ્યું ઘટયું મને આપતી'તી, ,,
પરોઢીએ પાણી ભરાવતી'તી. ,,
ઊંચી કુંચાનાં થડ પાતળાં રે, મારાં નંદનલાલ
હું ને મારી માતા ચઢીયાં રે. ,,
માતાનાં ડાળાં નમીયાં રે, ,,
ખમા કરૂં મારી માતા રે. ,,

બપોર દાં'ડે ફિહાડતી'તી, ,,
પાશેર ઘઉંલા દળાવતી'તી. ,,
તેનો શીરો સેકાવતી'તી, ,,
હું ને મારી માતા જમતાં'તાં ,,

૧૮

# વહુઅર

(બેઠે બેઠે બેનને ગાવાનું)

ઓરડામા ઉભાં વહુઅર ! દીસો છો રૂડાં રે,
સાસુ સામા લપકા તોડો એ લક્ષણ ભૂંડાં રે.
તોડયાનું શું છે પણ વઢકારાં કહેવાશો રે,

પૂંજો વાળંતાં વહુવર ! દીસો છો રૂડાં રે.
પડયું અખડયું ગાંઠ બાંધો એ લક્ષણ ભૂંડા રે.
બાંધ્યાનું શું છે પણ, ચોરટાં કહેવાશો રે.

વાસીદું વાળંતા વહુવર ! દીસો છો રૂડાં રે,
પાડાનું પૂંછડું આંબળો, એ લક્ષણ ભૂંડાં રે,
આંબળ્યાનું શું છે પણ પાડો પાડે મરશે રે.

રસોઇઓ રાંધંતાં વહુવર ! દીસો છો રૂડાં રે,
ખારૂં મોળું ચાખી જુઓ, એ લક્ષણ ભૂંડાં રે.
ચાખ્યાનું શું છે પણ, ચટણાં કહેવાશો રે.

સહિયરોમાં ઉભાં વહુવર, દીસો છો રૂડાં રે,
ઘરની વાતો બારણે કરો, એ લક્ષણ ભૂંડાં રે,
કહ્યાનું શું છે પણ, ચાડીયાં કહેવાશો રે.

૧૯

# ઉઢાણી

( ગરબો-એક તાળીનો )

લીલી લીલી ઉઢાણી હીરની જો.

મને સામા તે સસરાજી મળીયા જો,
મને ઘુંઘટ કાઢયાના રસ કોડ. લીલી૦

મને સામાં તે સાસુજી મળીયાં જો,
મને પાયે પડયાના રસ કોડ. લીલી૦

મને સામા તે જેઠજી મળીયા જો,
મને ઘુંઘટ કાઢયાના રસ કોડ. લીલી૦

મને સામાં જેઠાણી મળીયાં જો,
મને વાદ વદ્યાના રસ કોડ. લીલી૦

મને સામા દીયરજી મળીયા જો,
મને હોળી રમ્યાના રસ કોડ. લીલી૦

મને સામાં દેરાણી મળીયાં જો,
મને જોડે હીંડયાના રસ કોડ. લીલી૦

મને સામાં તે નણદી મળીયાં જો,
મને ઢીંગલે રમ્યાના રસ કોડ. લીલી૦

---

## ૨૦

# કાપડું

( કુદણીયું—ત્રણ તાળી )

સવા મણ સોનાનું કાપડું રે,
અધમણુ હીરનું ભરત નાની બા !
કાપડું ભરતે ભર્યું રે.
કાપડાની લાગી છે રઢ રે.
રાઠોડ ભાભી ! કાપડું૦
મારા મહીયરનું કાપડું રે,
તે કેમ આપ્યું જાય રે નાની બા ! કાપડું૦
સામી કોઠમાં જોટડીઓ રે,
મન ગમતી લઈ જાઓ રે, નાની બા ! કાપડું૦
કાપડની લાગી રે રઢ રે રાઠોડ ભાભી ! કાપડું૦
સામા ઓરડામાં રૂપૈયા રે,
જેટલા જોઇએ તેટલા લ્યો રે નાની બા ! કાપડું૦
કાપડાની લાગી છે રઢ રે રાઠોડ ભાભી ! કાપડું૦
સામા ડહેલામાં હાથીડા રે,
સારા સારા જોઈ લ્યો રે નાની બા ! કાપડું૦
કાપડાની લાગી છે રઢ રે રાઠોડની ભાભી ! કાપડું૦
સામી ઓસરીએ ઘોડીલા રે,

મન ગમતા લઈ જાઓ રે નાની બા ! કાપડું૦
કાપડાની લાગી છે રઢ રે રાઠોડ ભાભી ! કાપડું૦
સામી વળગણીએ કાપડું રે
એ લઈ દીસતાં રહો રે નાની બા ! કાપડું૦
સામા તે મળજો ચોરટા રે
કાપડાની લુંટાલુંટ રે નાની બા ! કાપડું૦
સામા તે મળજો સાપડા રે,
નણદીને ડસાડસ રે નાની બા ! કાપડું૦

---

## ૨૧

# છાયલ

( બેસીને ગવાય છે )

બાર બાર વરસે આવ્યા વીરોજી
લાવ્યા એક છાયલ, લાવ્યા એક છાયલ રે.
કહો માતા ! છાયલ કેમ કરૂં,
છાયલ કોને પે'રાવું, છાયલ કોને પે'રાવું રે.
છાયલ ફોઇને પે'રાવો, છાયલ ફોઇને પે'રાવો.
ફોઇને તો ઝાઝાં છોરૂડાં,
છાયલ થાનવાળું થાય, છાયલ થાનવાળું થાય રે.
કહો માતા ! છાયલ કેમ કરૂં,
છાયલ કોને પે'રાવું, છાયલ કોને પે'રાવું રે.

છાયલ બેનીને પે'રાવો, છાયલ બેનીને પે'રાવો.

બે'ની રમની દીગલે, છાયલ ધૂળવાળાં થાય,
છાયલ ધૂળવાળાં થાય રે.

કહો માતા ! છાયલ કેમ કરૂં,
છાયલ કોને પે'રાવું, છાયલ કોને પે'રાવું રે.

છાયલ મજુસમાં મૂકો, છાયલ મજુસમાં મૂકો રે.
આપણા ઘરમાં ઝાઝા ઉંદેરડા,
છાયલ કાપી રે ખાય, છાયલ કાપી રે ખાય રે.

છાયલ બાળી કરૂં ભભૂતિ,
થઈ જાઉં જોગી વેરાગી, થઈ જાઉં જોગીવેરાગી રે,

બળ્યો રે માતા ! તારો જીવડો,
છાયલ એમ ના કહ્યા, છાયલ ગોરીને પે'રાવો,
છાયલ ગોરીને પે'રાવો રે.

---

૨૨

# ઝેરી કાંટો

**ગરબો**

**( એક તાલી ને ત્રણ તાલી, બન્ને રીતે ગવાય છે. )**

નહીં જીવું શામળીયા લાલ ! કાંટો ઝેરી રે,
મારા સસરાને તેડાવો રે, રાજપાટ સોંપું રે. નહીં૦

મારી સાસુને તેડાવો રે, દરબાર સોંપું રે. નહીં૦
મારા જેઠને તેડાવો રે, બાળબચ્ચાં સોંપુ રે. નહીં૦
મારી સોક્યને તેડાવો રે, સાહેબો સોંપું રે. નહીં૦
મારા સાહેબાને તેડાવો રે, કાંટો કાઢે રે. નહીં૦
જીવી જીવી રંગીલા લાલ! કાંટો કાઢયો રે. જીવી૦
મારા સસરાને તેડાવો રે, રાજપાટ મારા રે. જીવી૦
મારી સાસુને તેડાવો રે, દરબાર મારાં રે. જીવી૦
મારા જેઠને તેડાવો રે, બાળબચ્ચાં મારાં રે. જીવી૦
મારી સોક્યને તેડાવો રે, સાહેબો મારો રે. જીવી૦

---

## ૨૩

# સાસરૂં

**( કુદણીઉ—એક તાલી )**

સુંદર શામળીયા! ઓ પેલું ઘર મારૂં;
નંદના નાનડીયા! આવો તો દેખાડું.
જે ઘેર હોય વ્હાલા સાસુસસરો,
તે ઘેર નિત હોય ઝગડો! સુંદર૦
જે ઘેર હોય વ્હાલાં જેઠજેઠાણી,
ને ઘેર ભરવાં પાણી. સુંદર૦

જે ઘેર હોય બ્હાળાં દીયરદેરાણી,
તે ઘેર વહુ શેઠાણી. સુંદર૦
જે ઘેર હોય વ્હાલા! નણદલ ભૂંડી,
તે ઘેર વહુને થળી. સુંદર૦

---

૨૪

# ચાતુરી

( ગરબો—એક તાળી )

અંબાજીના દહેરા પંછવાડે, નિત નિત મરઘો બોલે જી રે.
હમણાં કાજળ આંજ્યાં હતાં, એટલામાં ક્યાં લુછાયાં જી રે?
અઘોર વનમાં મારગ જાતાં, સામાં મળ્યાં માબાપાં જી રે;
માબાપ દેખી આંસું ઢળીયાં, ત્યાં કાજળ લુછાયા જી રે.
હમણા સાળુ પહેર્યો હતો, એટલામાં ક્યાં રોળ્યો જી રે?
અઘોર વનમાં મારગ જાતાં, સ્હામા મળ્યા ઘેરૈયા જી રે;
ઘેરૈયાએ ગુલાલ ઉરાડ્યું, ત્યાં સાળુ રોળાયો જી રે.
હમણાં કાંકણ પહેર્યાં હતાં, એટલામાં ક્યાં નંદ્યાં જી રે?
અઘોર વનમાં મારગ જાતાં, સામી મળી સહિયરો જી રે;
સહિયરો દેખી તાળી પાડી, ત્યાં કાંકણ નંદાયાં જી રે.

---

૨૫

# પાપડ

( કૂદતે કૂદતે તાળી પાડીને ગાવાનું )

મા ! હું ખેતરમાં ગઈ'તી લાલ, ગઈ'તી લાલ.
આડીયું અડદીયા લાવી લાલ, લાવી લાલ,
ઝીણા કરીને દળ્યા લાલ, દળ્યા લાલ.
તેના પાપડ વણ્યા લાલ, વણ્યા લાલ.
રોટલા કરતાં સેકયા લાલ, સેકયા લાલ.
ડોળું દોલતાં ખાધા લાલ, ખાધા લાલ.
ડોસે ભડકો સાંભળ્યો લાલ, સાંભળ્યો લાલ.
મા ! મારી કેડો ભાંગી લાલ, ભાંગી લાલ.

---

૨૬

# ટીલડી

( કૂદણીયું—ત્રણ તાળી. )

મારી ત્રણ પૈસા ટીલડી, લાલ ઝરમરીયું:
મારી ચણિટા વચ્ચે ખોવાઇ. „
સાસુજી ! જડી હોય તો આપો. „
વહુજી ! અમને ક્યાંથી જડે ? „
તમારા સસરાજીને પૂછો „

સસરાજી ! જડી હોય તો આપો. લાલ ઝરમરીયું;
વહુજી ! અમને ક્યાંથી જડે ? ,,
તમારા જેઠજીને પૂછો ,,
મોટાભાઈ ! જડી હોય તો આપો. ,,
વહુજી ! અમને ક્યાંથી જડે ? ,,
તમારા દીયરજીને પૂછો. ,,
દીયરજી ! જડી હોય તો આપો. ,,
ભાભી અમને ક્યાંથી જડે ? ,,

( ઇત્યાદિ )

---

૨૭

## નવરાત્રીનો ગરબો

ગરબો કોરાવો, ગરબે જાળીઓ મૂકાવજો.
હર્ષદભાઇની નાર ! મારે ગરબે રમવા આવો જો.
ગરબે રમવા આવું તો ન્હાની નણુદી જાગે જો;
ન્હાની નણુદી જાગે તો, ખીર ને પૂડા માગે જો.
ખીર ને પૂડા માગે તો, ડાલા નીચે ઢાંકું જો;
ડાલુ મારૂં ડગમગે તો, સાસરીએ વળાવું જો,
સાસરીઆના કોળશા કોદરા, તે કેમ ખાધા જાય જો ?
પીયરીયાંનાં ખીર ને પૂડા, તે કેમ વિસર્યા જાય જો ?

---

૨૮

# માડીજીના મીઠા બોલ

ઊંડો કુવો ભર સાંકડો રે, માંહ્ય છે કારેલીનો છોડ,
આજ મારા પ્રભુજી સ્હામા મળ્યા રે!
કડવાં કારેલીનાં પાંદડાં રે, કડવા સાસુજીના બોલ. આજ.
ઊંડો કુવો ભર સાંકડો રે, માંહ્ય છે નાગરવેલનો છોડ;
મીઠાં નાગરવેલનાં પાંદડાં રે, મીઠા માડીજીના બોલ. આજ.

---

૨૯

# હઠીલા વાણીયા

(ઘુમરમાં કેડે હાથ મૂકી તાળી પાડીને ફરતાં ફરતાં ગાવાનું)

મારે ઘેર બાર બૈયર. હઠીલા વાણીયા!
એક બૈરી બંગડી માગે. „
સુરત જવાતું નથી. „
બંગડીઓ લવાતી નથી. „
હું થયો ઘરડો ડોસો. „
મારે ઘેર બાર બૈયર. „
એક બૈરી સાડીઓ માગે. „
મુંબાઈ જવાતું નથી. „
સાડીઓ લવાતી—નથી. „

હું થયો ઘરડો ડોસો. હઠીલા વાણીઆ !
મારે ઘેર બાર બૈયર. ,,
એક બૈરી પોલકાં માગે. ,,
બારુચ જવાતું નથી. ,,
પોલકાં લવાતાં નથી. ,,
બૈરી મારૂં લોહી પીએ. ,,
હું મુઓ ઘરડો ડોસો. ,,

---

૩૦

## દામણી

( ગરબો )

પુહું ઊડયું આંજમ રાત,
વસાવ્યું વડોદરૂં રે લોલ.

વડોદરામાં થઈ છે આલમ લૂંટ.
ખોવાણી ઝૂલણુ દામણી રે લોલ.

સસરા ઘેરે રાજદરબાર,
ઘડાવો ઝૂલણુ દામણી રે લોલ.

જેઠ ઘેરે જેઠાણી વહકારી,
મહેલોમાં ઝઘડો લાગશે રે લોલ

દીએર ઘેરે દેરાણી ન્હાનું બાળ,
મહેલોમાં ઝઘડો લાગશે રે લોલ.

---

૩૧

# શોક્ય

મા ! મારી શોક્ય આવ્યાં પરણુલાં,
મા ! શાં શાં ભોજન દઉં રે.
નાની સોક્યને.

દીકરી ! બાર મહિનાનો બાવટો,
દીકરી ! છ મહિનાની છાશ રે. નાની૦

મા ! મારી શોક્ય માંદાં પડયાં રે,
મા ! ક્યાં હું ઢોળીયા ઢોળું. નાની૦

દીકરી ! ખરસાણીનો ખાટલો,
દીકરી ! ગોખરવાનું ગોદડું રે. નાની૦

મા ! મારી સોક્ય તો માંદાં પડયાં,
મા ! શાં શાં ઓસડ કરૂં રે. નાની૦

દીકરી ! આક ધંતુરો ને એળીયો,
માંહી લીમડાનો રસ રે. નાની૦

મા ! મારી શોક્ય તો મરી ગયાં,
મા ! કેમ કરી રડવા જાઉં રે, નાની૦

ચુલે તે કંસાર ખદખદે,
મા ! ખાઇને રડવા જાઉં રે. નાની૦

મા ! છાતી સમાણો ઘુંઘટો,
મા ! મનમાં મંગળ ગાઉં રે. નાની૦

---

૩૨

# માંદી સાસુ

( એક તાલીનું ગીત )

મા ! મારી સાસુડી માંદી પડી રે,
મા ! હું શાં શાં ઓસડ કરૂં ?
કે વ્હાલાં સાસુજી માંદાં પડયાં રે. ૧

કે દીકરી ! ધંતુરાની પાંદડી રે,
દીકરી ! વાટી ઘુંટીને પાવ કે,
વ્હાલાં સાસુજી સાજાં થશે. ૨

મા ! મારી જેઠાણી માંદાં પડયાં રે,
મા ! હું શાં શાં ઓસડ કરૂં કે ?
જોડા જેઠાણી માંદાં પડયાં રે. ૩

દીકરી ! નારંગી મોંઘી મળે રે,
તેને છોલીને ચૂસાડો કે,
જોડા જેઠાણી સાજાં થશે રે. ૪

મા ! મારી દેરાણી માંદાં પડયાં રે,
મા ! હું શાં શાં ઓસડ કરૂં ?
નાની દેરાણી માંદી પડી રે. ૫

દીકરી ! ગવરી ગાયનાં દૂધ રે,
ઊનાં કરીને પાવ,
નાની દેરાણી સાજાં થશે રે. ૬

મા ! મારી નણુદુલી માંદી પડી રે,
મા ! હું શાં શાં ઓસડ કરૂં કે ?
નાજુક નણુદુલી માંદી પડી રે. ૭

દીકરી – દ્રાખ કેરાં લૂમખાં રે,
કે ખાંતે લાવી ખવડાવો કે,
નાજુક નણુદુલી સાજી થશે રે. ૮

મા ! મારી શોક્ય માંદી પડી રે,
મા હું શા શાં ઓસડ કરૂં કે ?
લાડવાઈ શોક્ય માંદી પડી રે. ૯

દીકરી ! કડવા લીમડાનાં પાંદડાં રે,
દીકરી વાટી ઘુંટીને પાવ,
માનીતી સોક્ય સાજી થશે રે. ૧૦



## ૩૩

# માતા ને સાસુ

( ઘૂમરમાં ગાવાનું—એક તાળી )

મારી માતાએ માથાં ગુંથીયાં,
માંહી ચંપા મેલ્યા ચાર,
એ માતા કેમ વિસરે ?

મારી સાસુએ માથાં ગુંથીયાં,
માંહી વીંછી મેલ્યા ચાર,
એ સાસુ કેમ સાંભરે ?

મારી માતાએ ખાવાં આપીયાં,
માંહી ઘીની રેલા રેલ,
એ માતા કેમ વિસરે ?

મારી સાસુએ ખાવાં આપીયાં,
માંહી દીવેલ રેલા રેલ,
એ સાસુ કેમ સાંભરે.



૭

# ભોળી વહુનાં પરાક્રમ !

( ફુદડીનું—ત્રણ તાળી )

મારી સાસુએ એમ કહ્યું, જે
રાંધણાં રાંધી મેલ્ય;
મેં ભોળીએ એમ જાણ્યું કે,
ચુલામાં પાણી રેડય.

સહિયર ! મેંદી લઈશું રે.
મારી સાસુએ એમ કહ્યું જે,
પાણી ભરી મેલ્ય;
મેં ભોળીએ એમ જાણ્યું કે,
બેહેડાં ફોડી મેલ્ય.. સહિયર !૦

મારી સાસુએ એમ કહ્યું જે,
પૂંજો વાળી મેલ્ય;
મેં ભોળીએ એમ જાણ્યું કે,
પૂંજો વેરી મેલ્ય. સહિયર !૦

૩૫

# નાનેરી મનોરી[1]નાં અનેરાં પરાક્રમ !

( ત્રણ તાળી. )

મા ! મારી તે સાસુ એમ કહે છેઃ
વહુ ! ચુલામાં મોરણુ મેલો;
મનોરી એમ કહે છે.
મા ! હું નાનેરી શું સમજું,
મેં મોભારે મોરણુ મેલ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કહે છે,
વહુ ! ડોબા[2]ને ગોતાં મેલો. મનોરી૦
મા ! હું નાનેરી શું સમજું,
મેં ડોશાને ગોતાં મેલ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કહે છે,
વહુ ! પાડીને ખીલે બાંધો. મનોરી૦
મા ! હું નાનેરી શું સમજું,
મેં નણુદીને ખીલે બાંધ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કહે છે,
વહુ ! રોટલા ઘડી મેલો. મનોરી૦
મા ! હું નાનેરી શું સમજું,
મેં કલેડાં ફોડી મેલ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ ! વાસીદાં વાળી મેલો. મનોરી૦

---

૧ મનોરી એ મનોહરીનું અપભ્રંશ રૂપ છે. મનઃહારિન્=મનોહરી અને હરી લે એવી સુંદર સ્ત્રી, ૨ ભેંસો.

મા ! હું નાનેરી શું સમજું,
મેં કચરા વેરી મેલ્યા. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ ! બેડાં ભરી મેલો. મનોરી૦
મા હું નાનેરી શું સમજું,
મેં બેડાં ફોડી મેલ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ છોકરાંને ખાવા મેલો. મનોરી૦
મા ! હું નાનેરી શું સમજું,
મેં કુતરાંને ખાવા મેલ્યાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ ! નણદીની ચુંદડી સાંધો. મનોરી૦
મા ! હું નાનેરી શું સમજું,
મેં ચુંદડી ફાડી મેલી. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ ! દહીંમાં પાણી રેડો. મનોરી૦
મા હું નાનેરી શું સમજું,
મેં દૂધમાં પાણી રેડયાં. મનોરી૦
મા ! મારી તે સાસુ એમ કે' છે,
વહુ ચોખા તે ખાંડી મેલો. મનોરી૦
મા હું નાનેરી શું સમજું,
મેં સાંબેલા ભાગી મેલ્યાં. મનોરી૦
મા ! સાસુ ને હું બે વઢી પડયાં,
મા સાસુએ તે લીધું સાંબેલું;
મા મેં લીધી બેવડી રાસ. મનોરી૦
સાસુનું સાંબેલું ભાગી પડયું,
મા ! ભલી ધુમે છે મારી રાસ. મનોરી૦

---

૩૬

# ઢાંકણી

( ફુદણીનું—ત્રણ તાળી )

'ઉત્તરમાંથી દીકરી જનમ્યાં, દક્ષિણમાં પરણાવ્યાં જી રે,
પરણાવીને સાસરે વળાવ્યાં, સાસુએ રાંધણાં રંધાવ્યાં જી રે.
રાંધણાં રાંધતાં ઢાંકણી ભાગી, સાસુજી મ્હેણાં બોલ્યાં જી રે.
એ શું રાંધે દુબળા પીયરની, મોટા ઘરનાં રાંધણાં જી રે.
પાળે તે બેઠું ઓ પંખીજી ! મારા મહિયર સીધાવો જી રે.
મારા દાદાને એમ કરી કે'જો, દીકરીનાં મ્હેણાં ભાગો જી રે.
દાદાજી આવ્યા ચઢયા હાથીએ, ને સોળસો હાથી લાવ્યા જી રે
'લ્યો લ્યો વે'વાઇજી ! હાથી જોડો મારી દીકરીનાં મ્હેણાં ભાગો જી રે.'
'શું રે કરૂં તમારા હાથીઓની જોડને, મારાં રીઢાં રાચ નંદાયાં જી રે.'

---

૩૭

# રાણીજીનું છાયલ

( ભેઠ ભેઠ આવજો )

મેં તો કોડેથું પગરણ માંડીયાં,
મેં તો હરખેથું વાવ્યા બાગ રે,
રાણીજીનું છાયલ ભીંજાણી.

મેં તો નણુદીના વીરા આણે મોકલ્યા,
તેડી લાવો રે નણુદલ બાઈ રે ? રાણીજીનું૦

નણુદી આવ્યાં ને વાડીએ ઉતર્યાં,
હું તો શા મિષે જોવા જાઉં રે. રાણીજીનું૦
મારા હાથમાં ઝાલું લાલ છાબડી,
હું તો ફૂલડાંના મિષે જોવા જાઉં રે. રાણીજીનું૦

નણુદી આવ્યાં ને કુવે રે ઉતર્યાં,
હું તો પાણીલાંના મિષે જોવા જાઉં રે. રાણીજીનું૦

નણુદી આવ્યાં ને ઓરડે ઉતર્યાં,
હું તો રસોઈઓ નીપજાવું શી શી ભાત રે ? રાણીજીનું૦

મેં તો દાળ કરી રે મસુરની,
મેં તો ભાત ઓસાવ્યો કમોદનો,
મેં તો સાથે ઓસાવી ઝીણી સેવ રે. રાણીજીનું૦

નણુદી જાણ્યું કે દશ દાં'ડા રાખીશું,
મેં તો જાણ્યું છાયલ લેઈ આપીશું,
હવે વિવાહ વીત્યો ઘેર જાઓ રે. રાણીજીનું૦

હું તો ઘર વચ્ચે મૂકીશ ઘોડીયું,
સામા સામી ધડાકા લેઈશ રે. રાણીજીનું૦

## ૩૮

# વઢકારી વહુ

(ફુદડીનું—ત્રણ તાળી)

મૂળાનું તો શાક કર્યું, ને ડોસો કે'છે કૂચા,
કૂચા કૂચા શું કરો છો? હમણાં કાઢીશ ડૂચા.
વહુ! વાઘેણ રે મારા ઘરમાંથી જા!
વહુ! વઢકારી રે મારા ઘરમાંથી જા!

તુવેરની તો દાળ કરીને, ડોસો કહે છે માંખો;
માંખો માંખો શું કરો છો? ફોડી નાંખીશ આંખો.
વહુ! વાઘેણ રે મારા ઘરમાંથી જા!
વહુ! વઢકારી રે મારા ઘરમાંથી જા!

બાજરીની તો રોટલી કીધી, ડોસો કહે છે સૂકી;
સૂકી સૂકી શું કરો છો? હું તો મૂકીશ લૂખી.
વહુ! વાઘેણ રે મારા ઘરમાંથી જા!
વહુ! વઢકારી રે મારા ઘરમાંથી જા!

કમોદનો તો ભાત કર્યો ને, ડોસો કહે છે ઢીલો,
ઢીલો ઢીલો શું કરો છો? જાઓ ઘરમાંથી ખીલો.
વહુ! વાઘેણ રે મારા ઘરમાંથી જા!
વહુ! વઢકારી રે મારા ઘરમાંથી જા!

ઘરમાં ઝાઝાં છોકરાં ને, ડોશા પાડે ચીસો;
ચીસો ચીસો શું પાડો છો? જઈને ગામમાં ભીખો!
વહુ! વાઘેણ રે મારા ઘરમાંથી જા!
વહુ! વઢકારી રે મારા ઘરમાંથી જા!

ૐ

# સંતોષી બહેન !

( બેઠે બેઠે ગાવાનું )

વીરા ! હું રે સંતોષણુ બેનડી,
વીરા ! હું એ કંઇએ નથી માગતી.

મારા હાથ પ્રમાણે રે ચુડીલા,
તેની કાંકણીએ રત્ન જડાવ્ય ? જી રે૦

મારી કોટ પ્રમાણે લાવો તુલસી,
તેની પાંદડીએ રત્ન જડાવ્ય ! જી રે૦

મારા પગ પ્રમાણે રે સાંકળાં,
તે સાંકળાંએ જવલા ઘડાવ્ય ? જી રે૦

મારા હાથ પ્રમાણે રે વીંટીઓ,
તે વીંટીએ નંગ જડાવ્ય ! જી રે૦

મારા માપ પ્રમાણે રે સાડીઓ,
તેની કોરેએ ઝીક ભરાવ્ય ? જી રે૦

મારી કેડ પ્રમાણે રે કંદોરા,
માંહી બદામ ભાત મૂકાવ્ય ? જી રે૦

૪૦

# બહેનીને આણું

( બેસીને ગાવાનું )

સાઠી ને કાંઈ ચોખા રે કંકુવરણા,
બંધાવો રે મારા દુષ્યંતભાઈને છેડે;
કે જાય મારાં શાન્તા બેનને સાસરે.

બેની ! રે તમે ઉંઘો છો કે જાગો,
તમારે મહીવર પગરણ માંડીમાં.

વીરા ! રે હું તો ગર્થની ખું ઘેલી,
આંગણ આવ્યા ને વીરા ન ઓળખ્યા.
વીરા ! રે હું તો ઓરડે સંતાપી,
આંગણ આવ્યા ને વીર ન ઓળખ્યા.

વીરા રે મેં તો ઘોડીએ ને પારણે દીઠા,
કે ઘોડીલા ખેલંતા વીર નવ ઓળખ્યા,
વીરા રે મેં તો આંગલે ને ટોપીએ દીઠા
કસુંબલ પાઘડીએ વીર નવ ઓળખ્યા.

બેની ! રે મારાં બહુ ગુણવંતાં બેની કે,
છોડ અંબોડો ને કરૂપ મને ચાંદલો.
આગળ મારા દુષ્યંતભાઈના ઘોડા કે,
પડઘી વાગે રે સોના તણી.

વચમાં રે મારાં શાંતા બેનના માફા;
નેજા ઝળકે રે સોના તણા,
પાછળ પેલા અંબાલાલ કામદીયા[1] કે,
કામઠ[2] મરડે ને કામઠ કડકડે.

---

૧ તીરકામઠાળો. ધનુષ્યબાણ ધરનાર. ૨ ધનુષ્ય.

૪૧

# વહેવાણુ

મારે આંગણે કુઈ છે રે, છબછબીયાં પાણી;
આવતાં તે વહેવાણુ ઢળી પડયાં, એની કેડ કચરાણી,
શેક દો, શેક દો, ડામ દો રે. એની૦
શીરો આપો, શીરો આપો, કાઢવ આપો રે. એની૦

---

૪૨

# મંકોડા

[ કૂદણીયું અથવા તાળી ]

( એક છોકરી બોલે છે ને બીજી ઝીલે છે. )

મંકોડાની હાર ચાલી, મગ ઘોડા લાલ રે,
કીયા ભાઇની નાર ચાલી ? ,,
અંબુ ભાઈની નાર ચાલી. ,,
ઊભી છે પણ બાળી નાચી. ,,
કોઠીમાંથી ઘઉં કાઢ્યા. ,,
કુલડીમાંથી ઘી કાઢ્યું. ,,

બાચરામાંથી ગોળ કાઢ્યો. ,,
કોઠી ઉપર શીરો શેક્યો. ,,
કોઠીના તો કાંના કરક્યા. ,,
શીરાનો તો સાલ્લો લીધો. ,,
સાલ્લો પહેરી પાણી ગઈ'તી. ,,

---

૪૩

## અંગુઠી

( ત્રણ તાળી )

મારો સસરો છે તલાટી મુજને અંગુઠી ઘડાવી;
હું તો ડોણું દોહવા બેઠી, મેં તો ઓખલામાં મૂકી;
મારા ન્હાના દીયરીએ લીધી, આપો આપો રે દીયરજી !
ખાસડાં ખાશો રે દીયરજી ! ચોરે ચઢશો રે દીયરજી !

---

૪૪

## પરૂણા.

( છોકરીઓ બે ટોળે થઈ સામા સામી ગાય છે )

ઉઠો વહુજી ! પલંગ વીણો જો, આવ્યા છે પરદેશી લોક જો.
પલંગને વીણીને ઉભાં જો, કહો, બાઈજી ! ક્યાંના છે પરૂણા ?
ઉઠો વહુજી! પલંગને ઢાળો જો, આવ્યા છે પરદેશી લોક જો.

ચણીઆને ભરડીને ઉભાં જો, કહો બાઇજી ! ક્યાંના છે પરૂણુલા ?

ઉઠો વહુજી ! ચુલા ચેતાવો જો, આવ્યા છે પરદેશી લોક જો.

ચૂલા ચેતાવીને ઉભાં જો, કહો બાઇજી ! ક્યાંના છે પરૂણુલા ?

ઉઠો વહુજી ! કંસાર બાફો જો, આવ્યા છે પરદેશી લોક જો.

કંસાર બાફીને ઉભાં જો, કહો બાઇજી ! ક્યાંના છે પરૂણુલા ?

ઉઠો વહુજી ! પરૂણા જમાડો જો, આવ્યા છે પરદેશી લોક જો.

પરૂણા જમાડીને ઉભાં જો, કહો બાઇજી ! ક્યાંના છે પરૂણુલા ?

ઉઠો વહુજી ! પરૂણા વળાવો જો, આવ્યા છે પરદેશી લોક જો.

પરૂણા વળાવીને ઉભાં જો, કહો બાઇજી ! ક્યાંના છે પરૂણુલા ?

લાકડીવાળો તમારો વીરો જો, ધારીયાવાળો તમારો છે કાકો જો,

ફેંટાવાળો તમારો છે વીરો જો, પાઘડીવાળો તમારો છે કાકો જો.

બળ્યું મારૂં આંખોનું તેજ જો, માના જાયા ઓળખી ના જાણ્યા જો.

બળ્યા મારા હાથનાં પોંચા જો, માના જાયા જમાડી ના જાણ્યા જો.

( જેના ધણી રાંટા તેના કર્મમાં કાંટા )

---

## ૪૫

# ભાંગ

( છોકરીઓનાં બે ટોળાં થઇ સામાસામી ગાય છે )

અમે શેર બશેર ભાંગો પીધી રે,
બંટી બાવટો લ્યો.
તમે કોની ઉપર ભાંગો પીધી રે? બંટી.
અમે સસરા ઉપર ભાંગો પીધી રે. બંટી.
તમને સસરાજી શું શું બોલ્યા રે? બંટી.
અમને સસરા કઠણુ વચન બોલ્યા રે. બંટી.
અમે શેર બશેર ભાંગો પીધી રે. બંટી.
તમે કોની ઉપર ભાંગો પીધી રે? બંટી.
અમે સાસુ ઉપર ભાંગો પીધી રે. બંટી.
તમને સાસુજી શું શું બોલ્યાં રે? બંટી.
અમને સાસુએ કઠણુ વચન કહ્યાં રે. બંટી.
અમે શેર બશેર ભાંગો પીધી રે. બંટી.
તમે કોની ઉપર ભાંગો પીધી રે? બંટી.
અમે જેઠ ઉપર ભાંગો પીધી રે. બંટી.
તમને જેઠે શું શું કહ્યું રે? બંટી.
અમને જેઠ કઠણુ વચન બોલ્યા રે. બંટી.
( ઇત્યાદિ નામ આવે )

---

૪૬

# પગરણુ

( આમાં બેઠ બેઠ ગાવાનું )

ઓડા તેડાવો ને ઈટો પડાવો,
મેડીબંધ મહેલ ચણાવો પિયુડાજી!
આજ મારે પગરણુ છે.

કંકુ મંગાવો ને ગારા ઘલાવો,
હીંગળોકની ઓકરીઓ પડાવે. પિયુડાજી! આજ

ટોપરડાં મંગાવો ને ગોખ મૂકાવો,
ખારેકોની ખુંટીઓ મૂકાવો. પિયુડાજી! આજ

લવિંગ મંગાવો ને ભીંત ભરાવો,
નાળીએરનાં નેવાં મૂકાવો. પિયુડાજી! આજ

સાસુ તેડાવો ને નણુદી તેડાવો,
જેઠાણીને વેગે તેડાવો. પિયુડાજી! આજ

સાસુને ઓરડા ને નણુદી પરસાળે,
જેઠાણીને મેડીબંધ મહેલ. પિયુડાજી! આજ

સાસુને ખાટલા ને નણુદીને પાટલા,
જેઠાણીને હિંદોળા ખાટ. પિયુડાજી! આજ

સાસુને સેવો ને નણુદી ને કંસાર,
જેઠાણીને પાંચ પકવાન્ન. પિયુડાજી! આજ

સાસુને સાલ્લો ને નણુદીને છાયલ,
જેઠાણીને સોળે શણુગાર. પિયુડાજી! આજ

સાસુ ખાઈ જશે ને નણુદી લેઈ જશે.
જેઠાણીનું ઉછીનું વળશે. પિયુડાજી! આજ

સાસુ વળાવો ને નણુદી વળાવો,
જેઠાણીને દશ દહાડા રાખો. પિયુડાજી! આજ

---

૪૭

# સાસુ વહુનો ઝગડો

( ફુલણીયું—બંને રીતે ગવાય છે )

મારા વાડામાં એરંડો, કેસરીયા લાલ,
ફાલ્યો લચકા લુમ રે, રામને કહેજો.
કેસરીયા લાલ !

સાસુ ઘેર આવ્યા પરૂણલા, કેસરીયા.
મારે ઘેર આવ્યા મારા વીર રે. રામને૦ કેસરીયા.

સાસુ તે ચાલ્યાં ચઉટે. કેસરીયા.
હું ચાલી બજાર રે. રામને૦ કેસરીયા.

સાસુ તે લાવ્યાં ખીચડો. કેસરીયા.
હું લાવી પાલી ઘઉં રે. રામને૦ કેસરીયા.

સાસુએ ઓર્યો ખીચડો. કેસરીયા.
મેં ઓસાવી ઝીણી સેવ રે. રામને૦ કેસરીયા.

સાસુનો ખીચડો બળી ગયો. કેસરીયા.
ભલી ઓસાવી ઝીણી સેવ રે. રામને૦ કેસરીયા.

સાસુના પરૂણલા જમવા બેઠા. કેસરીયા.
મારે ઉઠયા છે મારા વીર રે. રામને૦ કેસરીયા.

સાસુના પરૂણલા ભૂખ્યા ઉઠયા. કેસરીયા.
ભલો જમે છે મારો વીર રે. રામને૦ કેસરીયા.

સાસુને આપ્યો સાલ્લો. કેસરીયા,
મને આપી છે ભૂરી ભેંસ રે. રામને૦ કેસરીયા.

સાસુનો સાલ્લો ફાટી ગયો. કેસરીયા.
ભલી દૂઝે છે મારી ભેંસ રે. રામને૦ કેસરીયા.

માઈ વલોણું ધમ ધમે, કેસરીયા.
સાસુના ડોળા ડગમગે રામને૦ કેસરીયા.

સાસુ ને વહુ બે વઢી પડયાં કેસરીયા.
સાસુએ લીધું સાંબેલું! કેસરીયા.
મેં લીધી એવડી રાસ રે. રામને૦ કેસરીયા

સાસુનું સાંબેલું ભાગી ગયું. કેસરીયા.
ભલી ઘૂમે છે મારી રાસ રે રામને૦ કેસરીયા.

---

૪૮

## ઘડુલો

( આગલા સાગી ટોળાં બઘને ગાય છે )

સાસુજી! ઘડુલો ફુટયો.
વહુ જી! રે કેમ કરતાં ફુટયો?
વાછરડીને પાણી પાતાં—
હાથ છૂટયો, ઘડો ફુટયો—
હાથનાં કાંકણુ નંદ્યાં રે. ઘડુલો.

વહુ! રે ઘરમાંથી જાઓ.
હમણાં જાઉ, તમણાં જાઉં,

મારા સસરાજી આવે ને જાઉં.
સસરાજી ! ઘડુલો ફુટયો.
કહો વહુ ! કેમ કરતાં ફુટયો ?
વાછરડીને પાણી પાતાં—
હાથ છૂટયો, ઘડો ફુટયો—
હાથનાં કાંકણુ નંદ્યાં રે. ઘડુલો.

વહુ ! રે ઘરમાંથી જાઓ.
હમણાં જાઉં, તમણાં જાઉં,
મારા જેઠજી આવે ને જાઉં.
મોટા ભાઈ ! ઘડુલો ફુટયો.
વહુજી ! રે કેમ કરતાં ફુટયો ?
વાછરડીને પાણી પાતાં—
હાથ છૂટયો, ઘડો ફુટયો--
હાથનાં કાંકણુ નંદ્યાં રે. ઘડુલો.

વહુજી ! રે ઘરમાંથી જાઓ.
હમણાં જાઉં, તમણાં જાઉં,
મારા દીયરજી આવે ને જાઉં.
દીયરજી ! ઘડુલો ફુટયો.
કહો ભાભી ! કેમ કરતાં ફુટયો ?
વાછરડીને પાણી પાતાં—
હાથ છૂટયો, ઘડો ફુટયો,
હાથનાં કાંકણુ નંદ્યાં રે. ઘડુલો.

( ઇત્યાદિ )

---

૪૯

# વહુને ઝેર પાયું !

( કુલણીયું—એક તાળી ને ત્રણ તાળી )

મા ને દીકરી પાણીલા સંચર્યાં રે લોલ,
કહો દીકરી! દુઃખસુખની વાત જો.
સુખના દહાડા તે માતા વહી ગયા રે લોલ,
ઉગ્યાં છે દુઃખ કેરાં ઝાડ જો,
કપરાં સાસરીયામાં જિતવું રે લોલ.

ઉપરવાડે નણદીએ સાંભળ્યું રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો. કપરાં
નણદીએ લઈ માતાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો. કપરાં
સાસુએ લઈ સસરાને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો. કપરાં
સસરાએ જેઠને સંભળાવીયું રે લોલ,
વહુ કરે છે મોટા ઘરની વાત જો. કપરાં
જેઠે જઈ પરણ્યાને સંભળાવીયું રે લોલ.
વહુ કરે છે મોટા ઘરની વાત જો. કપરાં
ત્યાંથી રાવત ઘોડો ખેલીયો રે લોલ,
જઈ પહોંચ્યો સુરત શહેર જો. કપરાં

હાટે હાટે ઘોડો ખેડીયો રે લોલ,
    ન મળ્યો સોમલ ખાર જો. કપરાં
ત્યાંથી રાવત ઘોડો ખેડીયો રે લોલ,
    જઈ પહોંચ્યા ભરૂચ શહેર જો. કપરાં
હાટે હાટે ઘોડા ખેડીયા રે લોલ,
    મળ્યો છે સોમલ ખાર જો. કપરાં
ત્યાંથી રાવત ઘોડો ખેડીયો રે લોલ,
    આવી પડયાં પોતાને ઘેર જો. કપરાં
વાટી ઘુંટી ભર્યા વાડકા રે લોલ,
    પીઓ છો કે વાઢું નાક જો. કપરાં
અવળાં ફરીને ગોરી પી ગયાં રે લોલ,
    ઓરડામાં તાણીને સોડ જો ? કપરાં
ઉપરવાડે બહેનીએ સાંભળ્યાં રે લોલ,
બહેનીને પાયો છે સોમલ ખાર જો. કપરાં
બહેનીએ લઈ માતાને સંભળાવીયાં રે લોલ,
બહેનીને પાયો છે સોમલ ખાર જો. કપરાં
માતાએ લઈ પિતાને સંભળાવીયાં રે લોલ,
બહેનીને પાયો છે સોમલ ખાર જો. કપરાં
પિતાએ લઈ વીરાને સંભળાવીયા રે લોલ,
બહેનીને પાયો છે સોમલ ખાર જો. કપરાં

---

૫૦

# દળણું

(ત્રણ તાળી)

મારા સસરા એવા ભુંડા,
ગાડું ભરી ઘઉં લાવ્યા રાજ!
કસુંબી દપો.

મારાં સાસુ એવાં ભુંડાં,
દળણાં જોખી આપ્યાં રાજ! કસુંબી.

મારી ટેવ એવી ભુંડી,
દળતાં લોટ ફાકયો રાજ! કસુંબી.

મારી નણદલ એવી ભૂંડી,
લોટ જોખી જોયો રાજ! કસુંબી.

અચ્છેર લોટ ઓછો રાજ! કસુંબી.

કાખમાં કોથળી ને હાથમાં બચકો,
ઝાલી પીયરીયાંની વાટો રાજ! કસુંબી.

ઝાંપે ગઈ ત્યારે કૂતરાં ભસીયાં,
પાપણુ રાંડ આવી રાજ! કસુંબી.

ઓરડામાં ગઈ ત્યારે ઉંદર બોલ્યા,
ઢાંકણુંઢુંમણુ આવી રાજ! કસુંબી.

રસોડામાં ગઈ ત્યારે બિલાડી બોલી,
ચાટણુચુંટણુ આવી રાજ! કસુંબી.
પરસાળે ગઈ ત્યારે ભાભી બોલ્યા:
હૈયા સધડી આવી રાજ! કસુંબી.
ઓરડામાં ગઈ ત્યારે માતા બોલ્યાં:
ડાહ્યાં દીકરી આવ્યાં રાજ! કસુંબી.
મેડીએ ગઈ ત્યારે દાદા બોલ્યા:
ચતુર દીકરી આવ્યાં રાજ! કસુંબી.
નાણું લખતાં વીરો બોલ્યા:
પચીશનું ખર્ચ આવ્યું રાજ! કસુંબી.

---

૫૨

## બંગડી

( કુદણીયું—ત્રણ તાળી )

સુરતની બંગડી બાર બંધવાળી,
દાદે ઘડાવી ને મામે મઢાવી;
વીરે મારે ચુનીઓ મૂકાવી. હો રાજ! સુરતની
બંગડી પહેરી હું તો સસરા ઘેર ગઈ'તી
સાસુએ મ્હોં મચકોડયાં. હો રાજ! સુરતની
ક્હો રે સાસુજી! મ્હોં મચકોડયાં,
નથી મારા સાસરે ઘડાવી. હો રાજ! સુરતન

બંગડી પહેરી હું તો જેઠ ઘેર ગઇ'તી,
જેઠાણીએ મ્હોં મચકોડયાં. હો રાય! સુરતની

કહો રે જેઠાણી! મ્હોં મચકોડયાં,
નથી મારા જેઠે કરાવી. હો રાય! સુરતની

બંગડી પહેરી હું તો દીએર ઘેર ગઇ'તી,
દેરાણીએ મ્હોં મચકોડયાં. હો રાય! સુરતની

કહો રે દેરાણી! મોં મચકોડયાં
નથી મારા દીએરે ઘડાવી. હો રાય! સુરતની

બંગડી પહેરી હું તો જળ ભરવા ગઇ'તી,
જળમાં બંગડી ડુબી હો રાય! સુરતની

બંગડી જડે તો બ્રાહ્મણ જમાડું,
ઉપર દક્ષણા આપું. હો રાય! સુરતની

પહેલે પગથીએ બંગડી ઝળકી,
હવે સૌના બ્રાહ્મણ જમાડું? હો રાય! સુરતની
હવે સૌની દક્ષણા આપું? હો રાય! સુરતની

---

૫૨

# સાસુવહુનું દ્વંદ્વ યુદ્ધ*

(ફુદડીયું—ત્રણ તાળી)

સાસુને બારણે લીંમડી રે,
મારે બારણે કેળ.
બાળા લીંબોળી રે.
સાસુ ચાલી શેરીએ રે,
હું ચાલી બજાર. બાળા૦
સાસુ લાવ્યાં કોદરા રં,
હું લાવી પાલી ઘઉં. બાળા૦
સાસુએ રાંધ્યું બૈઠકું રે,
મેં ઓસાવી ઝીણી સેવ. બાળા૦
સાસુના પરણ્યા ભૂખ્યા ઉઠયા,
ભલો જમે મારો વીર. બાળા૦
સાસુ ને વહુ બે જમવા બેઠાં,
જમતાંજમતાં લઢી પડયાં. બાળા૦
સાસુએ ઝાલ્યો ચોટલો રે,
મેં ઝાલ્યા બે કાન. બાળા૦
છોડો સાસુજી ચોટલો રે,
(નહિ તો) જશે તમારા કાન. બાળા૦

---

* આ ગીતને મળતું ગીત પાછળ આવી ગયું છે તેના ને આના રાગમાં તેમ બીજો કેટલોક ફેરફાર હોવાથી ફરી દાખલ કર્યું છે.

૫૩.

# ઊંડો કૂવો.

( ગરબો—ત્રણ તાળી )

ઊંડો કૂવો જળ ઉતરાં, જળ ભરવા દો;
આંહી સીકુંરીયાં સેવાળ, પાણીલાં ભરવા દો.

સાસરો મારા રાજવી, જળ૦
સાસુડી ગર્થ ભંડાર. પાણીલાં૦

જેઠ મારા ઘોડે ચડયા. જળ૦
જેઠાણી મારી જોડ. પાણીલાં૦

દીયર મારો લાડકો, જળ૦
દેરાણી ન્હાનું બાળ. પાણીલાં૦

નણંદ મારી ચરકલી. જળ૦
એ પરઘેર ઉડી ઉડી જાય. પાણીલાં૦

નણદોઈ મારો વાંદરો. જળ૦
વાડીનાં વન ફળ ખાય. પાણીલાં૦

પાકાં પાકાં ખાઈ ગયો. જળ૦
કાચાંનો વાળ્યો ઓપ. પાણીલાં૦

૫૪

# સીતાફળી

મારા વાડામાં સીતાફળી તેનાં ફળ મીઠાં,
હાં હાં રે તેનાં ફળ મીઠાં.
ખાધાં નથી પણ ખાઇશું સાસરીએ શોભે.
હાં હાં રે સાસરીએ શોભે.
પાંચ પટાનો ઘાઘરો, દરીઆઈ નો નેફો,
હાં હાં રે દરીઆઈ નો નેફો.
પહેરયો નથી પણ પહેરશું, સાસરીએ શોભે,
હાં હાં રે સાસરીએ શોભે.
લીલા અતલસનું કાપડું, ગુલાબી ગોટો,
હાં હાં રે ગુલાબી ગોટો.
પહેર્યું નથી પણ પહેરશું સાસરીએ શોભે,
હાં હાં રે સાસરીએ શોભે.
કચકડાની દાબડી માંહી સાચાં મોતી,
હાં હાં રે માંહી સાચાં મોતી.
પહેર્યું નથી પણ પહેરશું સાસરીએ શોભે,
હાં હાં રે સાસરીએ શોભે.

---

૫૫

# સુરતી માહળીયું

મારા સસરા જમવા બેઠા, સુરતી માહળીયાં
લાવો વહુ ! દહીં કે „
દહીં વહુ ! ખાટું કે „
ખાટું ખાટું શું કરો છો ? મેલીશ એક પાટું રે સુરતી૦
મારા જેઠ જમવા બેઠા, સુરતી માહળીયાં
લાવો વહુ ! દૂધ કે „
દૂધ વહુ ! મોળું કે „
મોળું મોળું શું કરો છો ? ખાઓ પેલું છાણું કે સુરતી૦
મારા દીયર જમવા બેઠા, સુરતી માહળીયાં
લાવો ભાભી ! પાપડ કે „
પાપડ ભાભી ! કાચો કે „
કાચો કાચો શું કરો છો ? મારીશ એક તમાચો સુરતી૦

—

૫૬

# બહેનીને આપેલું ઝેર !!

( લોકાપવાદ માટે એક બાલકીને મોતની ભયંકર સજા )

( ગરબો—એક તાળી )

સંખી તે સહિયરો પાણીડાં સંચર્યાં રે લોલ;
પહેલું તે બેડું રે, રૂમઝુમ લાવીયાં રે લોલ.
બીજે તે બેડે રે બેનીને વાર લાગી રે લોલ,
રાસડી ના પ્હોંચે, ઘડુલો ના ડુબે—
કૂવાને કાંઠે રે વ્હાણું વાઈ ગયાં રે લોલ.

કાકાના વાડામાં ઝાડવાં રે લોલ,
સોનાના કોદાળે વખડાં ખોદીયાં રે લોલ.
સોનાની ગેડીએ વખડાં વેડીયાં રે લોલ,
રૂપાની પંજેટીએ વખડાં ભેગાં કર્યાં રે લોલ.
ચાંદીની ટોપલીએ વખડાં ભરી લીધાં રે લોલ,
સુંવાળે પથરે રે વખડાં ઘુંટીયાં રે લોલ.
વીરાને રૂમાલે વખડાં ગાળીયાં રે લોલ,
ઓરડામાં રહીને દીકરી પી ગયાં રે લોલ.
પહેલો તે પ્યાલો રે દીકરી પી ગયાં રે લોલ,
બીજે તે પ્યાલે રે બેનીને વારે લાગી રે લોલ.
ત્રીજે તે પ્યાલે રે જીવડો ડગમગે રે લોલ,
ચોથે તે પ્યાલે રે બેનીના જીવ ગયા રે લોલ.
અગર તે ચંદનનાં લાકડાં વઢાવજો રે લોલ,
સામી તે પરસાલે બેનીનાં પોઢણું કર્યાં રે લોલ.
નદીની તીરે રે બેનીની ચેહો સીંકી રે લોલ,
ધુમાડા નીકળે રે અબીલ ગુલાલના રે લોલ.

---

૫૭

# વીરો

મારો વીરો, મારો વીરો જમવા રે બેઠા,
પીળું પિતાંબર જાણે, પાટવી રે બેઠા.

મારો સસરો, મારો સસરો જમવા રે બેઠો
બોડું માથું ને જાણે બુઢીયો રે બેઠો!

મારી માતા, મારી માતા, રાંધણે રે પેઠાં
રાતો ચુડો ને જાણે રાજધણુ બેઠાં.

મારી સાસુ, મારી સાસુ, રાંધણે રે પેઠાં,
કાળો ચૂડો ને જાણે કણુબણુ બેઠાં.

---

૫૮

# ખાંચણાં

મારો વીરો ભર્યા સમુદ્રમાં નાહ્યા,
ચોટલી ખંખેરે તો મણુ મણુ મોતિ ખરે રે ખાંચણાં

ભાભીનો ભાઈ ખાડા ખાબોચીયામાં નાહ્યા,
ચોટલી ખંખેરે તો મણુ મણુ જુઓ પડે, રે ખાંચણાં

મારો રે વીરો સુરત શહેરનો સૂબો,
અમદાવાદ વચ્ચે ઊભો, ચુડીલા મૂછે રે ખાંચણાં

મારા રે બાપને છજા ઉપર છાજ,
મોટા ઘરનાં રાજ, વીરાજી ભોગવે, રે ખાંયણું

મારા રે બાપને વેઢ ઉપર વીંટી,
મોટા બાપની બેટી, કુસુમ બેન સાસરે, રે ખાંયણું

મારા રે બાપને દીકરીઓનાં ડાલાં,
સાંજ પડે ઘર ઠાલાં, તે મારા બાપનાં, રે ખાંયણું

શેર કાંતું ને શેરડીએ જઈ આવું,
માતાને મળી આવું, તે આણું મોકલે, રે ખાંયણું

સાસરે જાતાં સામી મળી બે ખજુરી,
સાસરીયાંની મજુરી, તે કરવી દોહેલી, રે ખાંયણું

સાસરે જાતાં સામા મળ્યા બે તાડ,
મા બાપનાં તે લાડ, ઘણે વરસે સાંભર્યાં, રે ખાંયણું

સાસરે જાય મારાં શારદા બહેન અમખા,
ભરત ભરાવેલા કમખા, એમની માતા મોકલે, રે ખાંયણું

સાસરે જાય મારાં શાન્તા બેન રે એલો,
ઘમતી ઘમતી રે વહેલો, એમના વીરા મોકલે, રે ખાંયણું

મહાદેવના દહેરામાં વેરાણી રે બુંટી,
દુષ્યન્તભાઈની કંઠી, હીરા મોતિએ જડી, રે ખાંયણું

મહાદેવ પાછળ વેરાયા રે ઝાલર,
સુશિલા બેનના પાલવ, હીરા મોતિએ ભર્યા, રે ખાંયણું

મહાદેવના દહેરામાં શેર સીંદુરનો સાથીઓ,
ચંદ્રભાઈની સાથે, સુરેંદ્રભાઈ હાથીયો, રે ખાંયણું

મારી મા! તું મોકલજેને આણું,
હોળી દીવાળીનાં ટાંણું કે મારે વહી ગયાં રે. ખાંયણું
મારી મા તું મોકલજે ને વીર
હોળી દીવાળીનાં ચીર મારે ફાટી ગયાં, રે ખાંયણું

× × × ×

ઈશ્વરે જંગ માંડયો પાર્વતી મહિયર ગયાં, રે ખાંયણું
વાડા પછવાડે પડી છે રે તુવેર,
મોટા ઘરની કુંવર, શારદા બહેન સાસરે, રે ખાંયણું

---

## ૫૯

# જોડકણાં

( લગ્નમાં કન્યાને માંડવે બેઠે બેઠે ગવાય છે )

સરસ્વતિ ગણુપતિને પાય લાગું, હવે જોડકણાંનો આરંભ માગું.
વહેવાઇ! ના રે ચઢાવશો રીસ, હવે તો પડી રે જોડકણાંની રીત.
સર્વ કુટુંબ અમે ખડકીમાં રહીએ, શુકનમાં પાંચ જોડકણાં કહીએ.
ઉગમણી દિશા રે લીંપાવો, ગણુપતિની પૂજા ત્યાં કરાવો.
સૌભાગ્ય લેવા સીતા બેનને બેસાડો, ગણુપતિની પૂજા ત્યાં કરાવો.
કંકુ અક્ષત ને રે ફૂલ, ગણુપતિ પૂજ્યા ઉગમતે સૂર.
ગણુપતિને ચઢે છે ફૂલ પાતરી, અખંડ રે'જો વરકન્યાની સાસરી.
મહાદેવજીના દેરામાં છે રે ફુવારો, લોકો કહેતા એ વર રે'શે કુંવારો.

બોકોને કહેવું હતું તે કહ્યું, વિધાતાનું ધાર્યું હતું તે થયું.
મહાદેવજીને ચઢે છે રે ફૂલગજરા, અખંડ રે'જો વરકન્યાના સસરા.
મહાદેવજીને ચઢે છે રે ફૂલ જાસુ, અખંડ રેહેજો વરકન્યાનાં સાસુ.
મહાદેવજીને ચઢે છે બીલીપત્ર, અખંડ રે'જો વરકન્યાનું છત્ર.
મહાદેવના દહેરા પછવાડે જુડો, અખંડ રે'જો કન્યા બાઈનો ચૂડો.
જાનીવાસે બંધાવો ને ઘોડું, અખંડ રહેજો વરકન્યાનું જોડું.
ઘોડીયામાં નાનું બાળક ઊંઘે, વે'વાણુ તો શેર તમાકુ સૂંઘે
માંડવે મેલો ચણાની રે દાળ, વેવાણુ કાળાં પણ શક્કાદાર
ખરસાણીને આવી છે રે ડીરી, વેવાણુની આંખો જુઓને ઝીણી.
માંડવે કાચો પાપડ તળીઓ, વે'વાઇનો હમણા દા'ડો વળીયો.
માંડવે ગળી રોટલી ના ઓપે, વેવાઇને આ બાયડી ના શોભે.
કીયા ભાઇને હાથે છે રે વેઢ, વેવાઈ ને વેવાણુને આવડાં શાં વેર ?
વર રાજાએ પહેરી છે રે પોહોંચી, વહેવાઈ તો જન્મારાના ધાંચી.
જાનરણીએ પહેરી છે રે સાડી, વેવાણુની આંખ જુઓને બાડી.
માંડવે મૂકો ને રે સફેતો, વહેવાઈના ઘરનો આ શો ફજેતો.
માંડવે મૂકો ને રે કાસંદી, વહેવાણુ તો જન્મારાની બ.જંદી.
માંડવે મૂકો ને રે ખાંડ, વહેવાઈ તો જન્મારાનો ભાંડ.
માંડવે મૂકો ને રે ભાત, વહેવાણુનું નાનું મોઢું, મોટું નાક.
માંડવે મૂકો ને રે સાણુ, વહેવાઈ તો જન્મારાનો બાણુ.
માંડવે મૂકો ને રે બાજરી, વહેવાઈ તો જન્મારાનો વાઘરી.

૬૦

# ઝાંઝર

(ગીત)

ઝીણી ઝીણી વાગે ઘુઘરડી રે, ઝાંઝરને ઝમકાર,
કાળીકા મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો! ખોળે નાનું બાળ.
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ રાત. ઝીણી૦

અંબા મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો! ખોળે નાનું બાળ,
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ રાત. ઝીણી૦

મહા લક્ષ્મી મા! તુજને વીનવું રે, ગરબે રમવા આવ.
હું કેમ આવું? મારી સહિયરો! ખોળે નાનું બાળ,
બાળને પોઢાડો સોના પારણે રે, રમીએ માઝમ રાત. ઝીણી૦

---

૬૧

# ઝૂલડી

(ગીત)

તારી ઝૂલડી ક્યાં ગઈ? જશોદા પૂછે છે.
તું મારી આગળ માન, કારણ શું કે'છે?—ટેક.

ઘણાં ઘણાં દ્રવ્ય ખર્ચી ઘડાવી,
જુગતે જડાવ્યાં નંગ રે;

હોંસ કરી તારે કંઠે સોહરાવી,
 શ્યામળીઆશું રંગ. જશોદા૦

વ્રજની નારી અતિ ઠગારી,
 વાતડીઓ વળગાડી રે;
નંદકુંવરનો નડીઓ જાણી,
 ઝૂલડી લઈ સંતાડી. જશોદા૦

સહુ સખીઓ સર્વે તેડી,
 પૂછે જશોદા રાણી રે;
ઝૂલડી ખોવાણી મારા ગિરધરજીની,
 તમથી નથી અજાણી. જશોદા૦

સખીઓ કહે તમે સુણો માતાજી!
 સાંભળો અમારી વાત રે;
રાજા ઇંદ્રાદિક! શિવ સનકાદિક,
 તેનો ભેદ ન જાણે કોઈ. જશોદા૦

મોહન કહે તમે સુણો માતાજી!
 સાંભળો મારી વાત રે;
ઝૂલડીને કારણ પહોંચી લીધી,
 જુઓ અમારા હાથ. જશોદા૦

---

૬૨

# પહોંચી

ગીત

ઝૂલડીને કારણ પહોંચી લીધી;
જૂઓ અમારા હાથ,
ઝૂલડી લીધી છે.
મારૂં મન થયું રળીઆત.
પહોંચી લીધી છે.

સોળ સેરી તો ચોટી[1] ગૂથી ને,
સુંદર કેશ સમાર્યા રે;
પોતાનાં આભૂષણ લઈને,
મારે અંગે ધરાવ્યાં રે. પહોંચી૦

દર્પણ લઇને મુખ દેખાડે ને
લળી લળી બોલાવે રે,
સંગ કીધો છે મારી સંગે,
રહી રહી રંગમાં ડોળે રે. પહોંચી૦

તેલ ધુપેલ સુગંધી લઇને;
મારે મસ્તક ઢોળે રે,
કનક કચોળાં કાંસકી લઇને,
એને હાથે માથું ઓળે રે. પહોંચી૦

---

[1] ચોટલીની સોળ સેરો જૂદી જૂદી લઇને ગૂંથી.

કોણ આહીરની બેટડી ને ?
કોણ તારાં માત રે ?
કીયા તે ગામની રહેનારી તું ?
(ગોવાળણી) શું છે તારૂં નામ ? પહોંચી૦

બખુભાણજી તાત મારા ને,
કીર્ત્તિ મારી માત રે,
ગોકુળ ગામની રહેનારી હું,
રાધા મારૂં નામ. પહોંચી૦

કંકુ કેશર આડ કાઢીને,
પીળી પશવટ વાળી રે,
ખોળામાં બેસાડી સુખડી ખવડાવી,
રાધાને વળાવી. પહોંચી૦

---

૬૩

# રીસાયેલાં વહુ

( ગીત )

ઉંચા ઉંચા બંગલા ચણાવો,
ઝરૂખે મેહેલો જાળીઓ રે.
મોરા રાજ !

જાળીઓ ઉપર બારીઓ મેલાવો,
ઝરૂખે મેહેલો ગોખલા. મોરા રાજ !

ત્યાં બેસી કીયા ભાઈ લેખાં લખે મોરા રાજ !"
દીવામાં દીવેલ ખૂટયું કીયાં વહુ પૂરજો મોરા રાજ !"

કયી વહુને ચઢીયેલી રીસ,
લેખાં લઈ પછાડીયાં. મોરા રાજ !"

કીયા ભાઇને ચઢીયેલી રીસ,
છડો છડ ઝાપટયાં મોરા રાજ !"

કયી વહુને ચઢીયેલી રીસ,
મહીએરીએ સધારીયાં મોરા રાજ !"

પહેલું મનામણું જાય રે,
સસરોજી તેડવા. મોરા રાજ !"

ચાલો મોટાંની વહુ ઘેર,
મોટાંનાં ઘર આપણાં. મોરા રાજ !"
તમારી વાળી હું નહીં વળું, મોરા રાજ !
તમારો ને દીકરોજી લાડકા. મોરા રાજ !"
અમને છડોછડ ઝાપટયાં. મોરા રાજ !"

બીજું મનામણુ જાય રે,
કાકાજી તેડવા. મોરા રાજ !

ચાલો મોટાંની ઘર નાર,
મોટાંનાં ઘર આપણાં. મોરા રાજ !"

તમારી વાળી હું નહીં વળું. મોરા રાજ !"

તમારા ને બત્રીજા લાડકા. મોરા રાજ !
અમને છડોછડ ઝાપટ્યાં. મોરા રાજ !

ત્રીજું મનામણુ જાય રે,
જેઠજી તેડવા. મોરા રાજ !

ચાલો મોટાંની ભાભી ઘેર,
મોટાનાં ઘર આપણાં. મોરા રાજ !
તમારી વાળી હું નહીં વળું. મોરા રાજ !
તમારા ને વીરાજી લાડકા. મોરાં રાજ !
અમને છડોછડ ઝાપટયાં. મોરા રાજ !

ચોથું મનામણુ જાય રે,
સ્વામીજી તેડવા. મોરા રાજ !

ચાલો મોટાંની વહુ ઘેર. મોરા રાજ !
મોટાં ઘર આપણાં. મોરા રાજ !
તમારી વાળી નહીં વળું. મોરા રાજ !

દીધી છે સોટીઓ દશ વીશ,
આગળ થઇ ચાલીયાં. મોરા રાજ !

---

૬૪

# પોપટ ને કોયલ

(ગીત)

હું તમને પૂછું મારા વીર રે પોપટજી !
કોણે તમારી ચાંચ હીંગળોકે ભરી.

માડીની જાઈ મારી બેન રે કોયલ બ્હેન !
તેણે મારી ચાંચ હીંગળોકે ભરી.

હું તમને પુછું મારાં બ્હેન રે કોયલ બ્હેન !
કોણે તમારી ટીલડી જડાવે જડી.

માડીના જાયા મારા વીર રે પોપટજી !
તેણે મારી ટીલડી જડાવે જડી.

હું તમને પુછું મારા વીર રે દુષ્યન્ત ભાઈ !
કોણે તમારી અર્ચો કેશરની કરી.

માડીનાં જાયાં મારાં બ્હેન રે સુશિલા બ્હેન !
તેણે અમને અર્ચા કેસરની કરી

હું તમને પુછું મારાં બ્હેન રે સુશિલા બ્હેન
કોણે તમને ટીલડી જડાવે જડી.

માડીના જાયા મારા વીર રે દુષ્યન્તભાઈ !
તેમણે અમને ટીલડી જડાવે જડી.

હું તમને પૂછું મારાં વહુ રે સરલા વહુ !
કોણે તમારો હાર હીરે જડયો

સાસુના જાયા મારા વીર રે જયંતભાઈ !
તમણે મારો હાર હીરે જડયો.

૬૫

# મેળાવડો

(ગીત)

કડવો લીમડો ને કડવી કારેલી રે,
કડવા કયી વહુના બોલ.
મેળાવડો સહુ મળ્યો રે.

એ વહુને કોઈ ન છેડશો રે.
કરી નાંખશે તરણાને તોલ. મેળાવડો૦

ધન્ય છે મારા કીયા ભાઈને રે,
સાન કરે છે સદાય. મેળાવડો૦

---

૬૬

# પ્રેમવિનોદ

હું તો રાજાની વાડીઓમાં ગઈ'તી મારા રાજ!
કરમદાં વીણવા ગઈ'તી, મારા રાજ!

મેં તો ખોબો વાળી કરમદાં વીણ્યાં મારા રાજ! વીણવા૦

પેલો પાળે ઊભો મોટીયાર મારા રાજ! વીણવા૦

હું તો વીણું વીણું ને વેરી આવે મારા રાજ! વીણવા૦

મેં તો જેમ કીધું તેમ થાળે ચડ્યો મારા રાજ! વીણવા૦

હું તો જઈ મારા બાપાને કહી આવે. મારા રાજ ! વીંણુવા૦
તારો બાપો તો મારો સસરો. મારા રાજ ! વીંણુવા૦
હું તો જઈ મારા વીરાને કહી આવે. મારા રાજ ! વીંણુવા૦
તારો વીરો તો મારો સાળો. મારા રાજ ! વીંણુવા૦
હું તો જઈ મારી માડીને કહી આવે. મારા રાજ ! વીંણુવા૦
તારી માડી તો મારી સાસુ. મારા રાજ ! વીંણુવા૦
હું તો જઈ મારી બેનાંને કહી આવે મારા રાજ ! વીંણુવા૦
તારી બેનાં તો મારી સાળી. મારા રાજ ! વીંણુવા૦

---

૬૭

# સાસુવહુની વઢવાડ

(ગીત)

સાસુવહુની વઢવાડ, કહો ઘર કેમ ચાલે ?
ઘરમાં છે સોક્યનું સાલ, કહો ઘર કેમ ચાલે ?

પહેલાં મારાં બાઇજી એમ કહેતાં જે,
વહુને ઘડાવીશ ભોળીઉં રે;
હવે મારાં બાઇજી એમ કહે છે જે;
વહુનું કાઢો ડોળીયું. કહો૦

પહેલાં મારાં બાઇજી એમ કહેતાં જે;
વહુને ઘડાવીશ કંઠી રે;
હવે મારાં બાઇજી એમ કહે છે જે,
વહુ તો મારી વંઠી. કહો૦

પહેલાં મારાં બાઇજી એમ કહેતાં જે,
વહુને ઘડાવીશ કલ્લું રે;
હવે મારાં બાઇજી એમ કહે છે જે,
વહુનું પરઠો પલ્લું. કહો૦

પહેલાં મારાં બાઇજી એમ કહેતાં જે,
વહુને ઘડાવીશ તુલસી રે;
હવે મારાં બાઇજી એમ કહે છે જે,
વહુની કાઢો મૂરછી! કહો૦

---

૬૮

# સાસરીયાનાં સંતાપ ને માન

(ગીત)

મારા રે બાપે ઝાલાપુર[1] દીધી,
દીધી પણ ખબરો ના લીધી;
અરેરે મારગડા ભૂલી.

મારા રે ઘરમાં સાસુડી ભૂંડી,
મને આલે રે દળવાની કુંડી. અરેરે૦

મારા રે ઘરમાં સસરોજી રૂડા,
મઢાવે મને સોનાના ચૂડા. અરેરે૦

મારા રે ઘરમાં જેઠાણી ભૂંડી,
તે તો વઢવામાં બહુ ચરી. અરેરે૦

મારા રે ઘરમાં જેઠજી રૂડા,
કરાવે મને સોનાના દોરા. અરેરે૦

---

૧ ગામનું નામ જણાય છે.

૬૯

# જમણુ

(ગીત)

પહેલી પળનાં કારેલાં, બીજી પળની વાલોળો રે,
કીયા ભાઈએ શાક સમારીયાં? હાથે વેઢ ને વીંટીઓ રે.
કયો વહુએ શાક વધારીયાં? હાથે સોનાનો ચુડલો રે;
કીયા જમાઈ જમવાને નોંતર્યા? જમણુ જમતાં ના આવડે રે.
વાળ્યા છે મોટા મોટા કોળીઆ, મોંએ રેલા ઉતર્યા રે;
તેડાવો કીયા ભાઈ વણોગીયા? જમણુ જમી બતાવે રે,
વાળ્યા છે નાના નાના કોળીઆ, સુંદર મુખમાં સમાવ્યા રે,
ફટ રે ગધેડીના બાપલા! જમણુ જમતાં ના આવડ્યું રે.

---

# રમત

## ૭૦

## રૂપિયો

( કુલડિયું—ત્રણ તાળી )

રૂપિયો લેઈ હું તો સરકારમાં ગઈ'તી,
સરકાર ! રે તારી મુંબાઈ આપ્ય;
નહીં તો મારો રૂપિયો પાછો આપ્ય.
મુંબાઈ આપ્ય, ને સુરત આપ્ય,
ઉપર ભરૂચ માગ્યું આપ્ય. નહીં તો૦
રૂપિયો લેઈ હું તો રાજા પાસે ગઈ'તી,
રાજા ! રે તારી રાણી આપ્ય. નહીં તો૦
ન્હાની આપ્ય, કે મોટી આપ્ય,
ઉપર દાસી માગી આપ્ય. નહીં તો૦
રૂપિયો લેઈ હું તો સુતારઘેર ગઈ'તી,
સુતાર ! રે તારો રેંટીયો આપ્ય. નહીં તો૦
રેંટીયો આપ્ય ને ફાળકો આપ્ય,
ઉપર પાટલી માગી આપ્ય. નહીં તો૦
રૂપિયો લેઈ હું પટેલ ઘેર ગઈ'તી,
પટેલ ! રે તારી પટલાણી આપ્ય. નહીં તો૦
પટલાણી આપ્ય ને જોડકી આપ્ય,
ઉપર પાડી માગી આપ્ય. નહીં તો૦

૭૧

# હાર

( 'ઊભલે' શબ્દ આવે ત્યારે ઊભાં રહેવું, ને 'બેઠલ' સબ્દે બેસી જવું. તેમ 'નીચાં' પડવાનું આવે ત્યારે નીચાં પડવું. )

( હુડીયું—ત્રણ તાળી )

ડોસીડાને હાટે ગ્યાં'તાં, સહિયર! મારી,
શું શું વ્હોરી લાવ્યાં? ,,
સાડીઓ વ્હોરી લાવ્યાં. ,,
ઊભલે ઊભલે જોઇઓ, ,,
નીચાં નમી મૂલ કીધાં, ,,
બેઠલે બેઠલે લીધી ,,
ઊભલાંને આણુ છે, બેઠલાંને આણુ છે. ૧

સોનીડાને હાટે ગ્યાં'તાં. સહીયર! મારી.
શું શું વ્હોરી લાવ્યાં? ,,
બંગડી વ્હોરી લાવ્યાં, ,,
ઊભલે ઊભલે જોઈ, ,,
નીચાં પડી મૂલ કીધાં, ,,
બેઠલે બેઠલે લીધી. ,,
ઊભલાંને આણુ છે, બેઠલાંને આણુ છે. ૨

સરૈયાની દુકાને આંતાં, સહિયર ! મારી.

શું શું વ્હોરી લાવ્યાં ? ,,

અત્તર વ્હોરી લાવ્યાં. ,,
ઉભલે ઉભલે લીધાં, ,,
નીચાં નમી મૂલ કીધાં, ,,
બેઠલે બેઠલે લીધાં. ,,

ઉભલાંને આંણુ છે, બેઠલાંને આણુ છે.

માળીડાને હાટે આંતાં સહિયર ! મારી.

શું શું વ્હોરી લાવ્યાં ? ,,

હાર ગજરા લાવ્યાં, ,,
મારા ઇશ્વિરની કોટે સોહાવ્યા, ,,
નીચે નમી પાયે લાગ્યાં. ,,
ઉભલાંને આણુ છે, બેઠલાંને આણુ છે.

---

૭૨

# જોટડી

(હુલણીનું ઝપ તાલ)

આ, શું દીકરીએ જોટડી રે આણી ?
નાની સરખી જોટડીને ચરવા રે છોડી,
બાર વીધાં વન ચરી ! આ, શું ?
નાની સરખી જોટડીને પાણી પીવા છોડી,
આખું સરોવર પીને આવી ! આ, શું ?
નાની સરખી જોટડીને દોહવા રે બેઠી,
આછા રે ધૂણીયા ભરાયા ! આ, શું ?

૭૬

# મેનાં

(બે વાનાનું)

મેના સખી ! રે મેના સખી !
ઈશ્વર લઈ ગયા પારવતી,
એક વાર બોલ્ય મારી મેના સખી !
સામી રે તીરે વ્હાલા જોષીડાનાં હાટ રે,
મહુરત વસાવાને ગ્યાં'તાં સખી ! એક વાર૦

સામી રે તીરે વ્હાલા ગાંધીડાનાં હાટ રે,
શ્રીફળ વસાવાને ગ્યાં'તાં સખી ! એક વાર૦

સામી રે તીરે વ્હાલા સોનીડાનાં હાટ રે
સાંકળાં વસાવા ગ્યાં'તાં સખી.! એક વાર૦

સામી રે તીરે વ્હાલા માળીડાનાં હાટ રે,
ગજરા વસાવાને ગ્યાં'તાં સખી! એક વાર૦

---

૭૪

# પારેણું

( ડેકડા આણી તાણી ખાઈને ગાવું )

અંમર લ્યો રે અંમર લ્યો,
પેહું પારેવું પૂછે અમર લ્યો.
કીયા ભાઈ હોય રે ? અમર લ્યો.
મદનભાઈ હોય રે અમર લ્યો,
ફુસીબાં નામ રે અમર લ્યો,
ખાંતીલા હોય રે અમર લ્યો,
અમર લ્યો રે અમર લ્યો. પેહું૦

પેલી સાતા ચુડા વાળી કોણ રે ? અમર૦

કયી વહુ હોય રે ? અમર લ્યો,
કુમુદ વહુ હોય રે અમર લ્યો,
મોટાનાં વહુ રે અમર લ્યો,
ફુસીબાં નામ રે અમર લ્યો,
ખાંતીલાં હોય રે અમર લ્યો. પેહું૦



૭૫

# કોયલડી

(નરભો–એક વાણી)

વનમાં બોલે રાજ ! કોયલડી રે;
સોના તે કેરૂં મારૂં બેડલું રે,
રૂપલા ઉઢાણી હાથ. વનમાં૦
સરોવર પાણીડાં સંચર્યાં રે લોલ,
કાંઠડે ઉભો કહાન. વનમાં૦
નીચી પડી ઘડો મેં ભર્યો રે લોલ
તૂટી મારી કમખાકસ. વનમાં૦
બાંધ રે દરજીડા ! તને વિનવું રે લોલ
ટાંકય મારી કમખાકસ. વનમાં૦
વાટે જતા વટેમાર્ગુ રે લોલ,
વીરા ! મને ઘડુલો ચડાવ. વનમાં૦
તારો ઘડુલો ગોરી તોછડો રે,
તું તો મારા ઘર કેરી નાર. વનમાં૦
તારા સરખા ને તારા જેવડા રે લોલ,
તે તો મારા બાપના ગુલામ. વનમાં૦

૭૬

# સાંઢણી

(વિવાહમાં બેઠે બેઠે ગાવાનું)

આજ મારે સોનાનાં કામ, આજ મારે રૂપાનાં કામ:.
સુરત ગઈ'તી રે સાંઢણી.
બાંધો વડલાની છાંય, નીરો નાગરવેલ,.
પાઓ જમનાનાં નીર, તડકેથી આવી રે સાંઢણી.

આજ મારે સોનાનાં કામ, આજ મારે મોતીનાં કામ,.
મુંબઈ ગઈ'તી રે સાંઢણી.
બાંધો વડલાની છાંય, નીરો નાગરવેલ,.
પાઓ જમનાનાં નીર, તડકેથી આવી રે સાંઢણી.

આજ મારે હીરાનાં કામ, આજ મારે સોનાનાં કામ,.
મહીસુર ગઈ'તી રે સાંઢણી.
બાંધો વડલાને છાંય, નીરો નાગરવેલ,.
પાઓ જમનાનાં નીર, તડકેથી આવી રે સાંઢણી.

૭૭

# સાળુડો

(ટેકડા મારી, ચપટી વગાડીને ગાવાનું)

સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં,
પાણીલાં કેમ કરી જાઉં રે ? પવનમાં.

હમીર રાજા ! સરોવર ગોદાવી દો,
હવાઓ ખાતી ખાતી જાઉં રે પવનમાં,
સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં. પાણીલાં૰

હમીર રાજા ! બગીચો બનાવી દો,
હવાઓ લેતી લેતી જાઉં રે પવનમાં,
સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં. પાણીલાં૰

હમીર રાજા ! ટીકીટો મંગાવી દો,
ગાડીઓમાં બેઠી બેઠી જાઉં રે પવનમાં,
સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં. પાણીલાં૰

હમીર રાજા ! કંદોઈઓ બોલાવી દો,
મીઠાઈઓ ખાતી ખાતી જાઉં રે પવનમાં,
સાળુડો ઉડી ઉડી જાય રે પવનમાં. પાણીલાં૰

---

૪૯

# તેલ

(રમતનો ગરબો-એકતાળી ગરબો. બેઠે બેઠે પણ ગવાશે)

દોઢ બદામની કુંડી રે આણી,
કીયા ભાઇએ રામ! જંગ માંડીયા જી?
વળી કીયા ભાઈ લેખાં રે માગે?
અઘોળ તેલ ક્યાં વાપરૂયાં જી?

નાના દીયરીઆને મર્દન કરાવ્યાં,
નાનીશી નણદીનાં માથાં રે ગુંથ્યાં;
નણદી સાસરીએ વળાવીયાં જી.
અઘોળ તેલ ત્યાં વાપરૂયાં જી.

લપ લપ કરતી પાડોશણ આવી,
અઘોળ તેલ ત્યાં ઢોળીયાં જી.
મારા તે ઘરમાં રેલમ છેલા,
ચૌટે ગોરમટી ચીકણી જી.

---

૭૯

# બાર બઈયર ?

¹( ટોળું થઈ ફરતાં ફરતાં કેડે હાથ મૂકી, વાળી પાઠીને આવવાનું )

તલવાડાનો[1] નાનજી ડામોર,[2] ઝમકુડી
નાનજીને તે બાર બઈયર, ,,
બારમાં એક બોડી બઈયર, ,,
બોડી બઈયર બોર[3] માગે. ,,

ઝાલોદ જવાતું નથી, બોર લવાતું નથી, બોડીને અલાતું નથી.

બોડી મારું લોહી પીએ રે. ઝમકુડી
તલવાડાનો નાનજી ડામોર, ,,
નાનજીને તે બાર બઈયર, ,,
બારમાં એક ચાંદરી બઈયર, ,,
ચાંદરી બઈયર કાંસકો માગે, ,,

ફતેપરે[4] જવાતું નથી, કાંસકો લવાતો નથી, ચાંદરીને અલાતો નથી;
ચાંદરી મારું લોહી પીએ રે. ઝમકુડી

---

૧ વાંસવાડાના રાજ્યમાં આવેલું એક મોટું ગામ.

૨ કોળીની એક જાત છે.

૩ સ્ત્રીઓ ચોટલામાં ગુંથીને સેંથા આગળ બાંધે છે તે. સોનાનું નકશી-દાર બોર.

૪ સંતરામપુર તાબાનું એક ગામ છે.

તલવાડાનો નાનજી ડામોર ઝમકુડી
નાનજીને તે બાર બઈયર, ,,
બારમાં એક કાણી બઈયર, ,,
કાણી બઈયર કાજળ માગે, ,,
રામપુર જવાતું નથી, કાજળ લવાતી નથી, કાણીને અલાતી નથી.
કાણી મારૂં લોહી પીએ રે. ઝમકુડી
તલવાડાનો નાનજી ડામોર, ,,
નાનજીને તે બાર બઈયર, ,,
બારમાં એક લુલી બઈયર, ,,
લૂલી બઈયર કલ્લાં માગે, ,,
કડાણે જવાતું નથી, કલ્લાં લવાતાં નથી, લૂલીને અપાતાં નથી.
લુલી મારૂં લોહી પીએ રે. ઝમકુડી

---

૮૦

## મેઘ

વરહો[1] લો રે દનિયા[2] દુખી થાય છે.
( અને પછી ખેડુતની સ્ત્રીઓ આમંત્રણ મોકલે છે )
તું તો વરસીને વેલોય[3] આય, મેવલીયા ![4]
તારી ગાયોના ગોવાળ તરસે મરે,
તું તો વરસીને ભર રે તળાવ. મેવલીયા !

---

૧ વરસો ભાઈ. ૨ દુનિયા. ૩ વહેલો આવ. ૪ મેહુલા, વરસાદ. મેઘ

તારી ગાયો કરે ખડખાળ મેવલીયા !
તારી દુનિયાં જુએ તારી વાટ મેવલીયા !
તારી ગાયોના ધરમે આવ. મેવલીયા !
તું તો વરસીને ભર રે તળાવ. મેવલીયા !

( આવા કરૂણાજનક નિમંત્રણથી મેહુલો મનાય છે અને ખેડુતો કામે લાગે છે. નવ યૌવન ખેડુતપત્નીઓ ખુશ થાય છે, અને એ પરૂણાનાં સ્વાગત કરવા તત્પર બને છે. )

ઝરમર ઝરમર મેહુલો વરસે,
હાળછેડુ[1] ઘેર આવે રે;
મારૂં નામ નાની બાળ. ઘુમે ઝુમે !
રેશો પરૂણીયા મેવલીયા !
હોકલીયા[2] ભરી આપું રે,
મારૂં નામ નાની બાળ. ઘુમે ઝુમે ?

( ખેડુત પત્નીના વિચારથી પણ મેહુલીઆ મનાયાના સમાચાર પછી તો મળે છે, એટલે એના આનંદનો પાર રહેતો નથી. હર્ષાવેશથી તે બોલી ઉઠે છે કેઃ— )

ઉત્તર દખણ ચઢી વાદળી રે, મારૂં નામ
વરસો વરસો દાદાજીને દેશ;
કાળા-કાંઠીનો કમર મેઘ ચઢયો રે !

( પણ ખુદ મેવલીના દેશમાં વરસવાનું મેઘ ભૂલી ગયેલો, એટલે વીજળીની મારફત મેઘ રાજાને તેડાં મોકલવાં માંડયાં. )

---

૧. ખેડુત ૨. હુક્કો.

ઓતર ચઢીયો ને દખણુ વરસ્યો,
વરસ્યો ચારે દેશ રે વિજળી !

વિજળીની માએ તેડાં મોકલ્યાં:
"ચ્યાં જ્યો મારો મેઘ રે વિજળી!"

મેઘલો વરસ્યો ને મેઘલી તરસી,
ને તરસી ચારે દેશ રે વિજળી.

(પછી તો મેઘરાજા મન મૂકીને ચારે દિશાએ વરસે છે, સમુદ્ર જેવાં તળાવ ભરાય છે ને પટલાણી તેમાં ઝીલણી ઝીલવા જાય છે).

માઠી ! તુ ન્હાવા ના જેશ,
દેડકો તાણી જશે રે !

(અને પૃથ્વી ઉપરના પોતાના સંરક્ષક તરફની પરમ શ્રદ્ધાથી માતા આશ્વાસન આપે છે કે:— )

દેડકાની તાણી ના જઉં,
તારા બાપુ ઝીલી લેશે રે.

આંબલીના.

( આ દૃશ્ય સાચે જ કરૂણુરસમય છે. ક્રમનશીએ અનુભવે જ સમજાય. )

તા. ૧૧ મી જુલાઈ ૧૯૨૬ ના "ગુજરાતી"માંથી ઉતારો.

આ તરફ પણ વરસાદની બહુ આતુરતાથી વાટ જોતા પહાડી અનાર્ય લોકનાં અર્ધનગ્ન બાળકો મેઘરાજાને મનાવવા માટે હાથમાં

ખાખરા( પલાશ )નાં ડાળાં લઇને ગામમાં આવે છે, ને દરેક ઘરના ઉમરા ને પગથીયાં ઉપર પછાડી પછાડીને બોલે છે કેઃ—

" ખડ ખૂટયું, પાણી ખૂટયું, દેવળ માતા! પાણી દો પાણી દો.
આંજણુ નાંખું, પાંજણુ નાંખું, દેવલા દેવલી ! "

આ સાંભળી ઘરવાળી સ્ત્રીઓ તેમની ઉપર પાણીનો લોટો રેડી, દાણા આપે છે.

ફાટયાંતૂટયાં ચીથરાંવાળાં છોકરાં ધ્રૂજતાં ધ્રૂજતાં પણ આ પ્રમાણે મેઘરાજાની પધરામણી માટે પોતાના દેવળદેવ ને દેવલી માતાને આર્ત સ્વરે વિનવે છે.

વળી મેવાડના મહેલોની છેક ઉપલા મહેલની અગાશીઓમાં શરદ ઋતુની અજવાળી રાતે ઢોલેણા પોતાના મીઠા સૂર આલાપતી ગાય છે કેઃ—

" વાદલી વરસે કયું નહીં રે ? વાદલી વરસે કયું નહીં રે ?
મારા રાણાજીના રંગમહોલમાં ચંપો સુકાય છે. "

---

૮૧

# શીમળાના ઝાડે બાંધેલો હિંચકો

( ટોળાં થઇ, કેડે હાથ મૂકી, તાળી પાડી, ફરતાં ગાવાનું )

શીમલા ઝૂલણુ લ્યો, નદીની પારે ખેતરાં. શીમલા ઝૂલણુ લ્યો.
" " " હેમો ને ગેમો બે ભાગીયા. " " "
" " " ખાંડીયું મેડીયું બે બળદીઆ. " " "
" " " વાવી છે જાર ને બાજરી. " " "
" " " નણુદીને ટોવા મોકલ્યાં. " " "
" " " નણુદીને આણું આવીયાં. " " "
" " " ઓળી ચોળીને માથાં ગુંથીયાં. " " "
" " " નણુદીને ભૂખો લાગશે. " " "
" " " રસ્તામાં સુખડી શેકાવશે. " " "
" " " નણુદીને તરસો લાગશે. " " "
" " " વાટે કૂવા ખોદાવશે. " " "
" " " નણુદીને થાક લાગશે. " " "
" " " વાટે ગાડીઓ જોડાવશે. " " "

---

૮૨

# સાળુ

( ગરબો-એક તાળી )

મારૂં સોનાનું છે બેડું રે, છેલ છબીલા છોગાળા !
મારી રૂપલા ઉઢાણી રે, „
હું તો સરોવર પાણી ગઈ'તી રે, „
મને કાળે બળદે મારી રે. „
મારા આછા સાળુ ફાટયા રે. „
ઓ ગોકુળ ગામના દરજી ! રે. „
મારી સાસુ ન જાણે શીવ્યો રે. „
મારી જેઠાણી ન જાણે શીવ્યો રે. „
મારી નણદી ન જાણે ઓટ્યો રે. „
લેજે શીવ્યાનો સોનૈયો રે. „
લેજે ઓટ્યાનો રૂપૈયો રે. „

---

૮૩

# વહેવાઈની મીઠી મશ્કરી

નાની નાનીશી લીમડીઓનાં ઝરમરીયાંશાં પાન,
તને પૂછું રે વહેવાઈ! તારે બૈયર શું સગી લાગે ?

વહેવાઈ—મારે કાકાની પણ લાગે,
મારે મામાની પણ લાગે,
મારે ભાભાની[1] પણ લાગે,
મારે સગી ને સહી[2]
મારે બૈયર આઇ[3] લાગે !!

---

૮૪

# ચુંદડી

(રમતાં રમતાં ગાવાનું)

મગ મગ જેવડા મોગરા રે,
તલ તલ જેવડાં ફૂલ, મારી બેન !
એ ફૂલ લઇને રમવા ગઈ'તી,
રમતે રમતે રાત પડી ગઈ.

---

૧ મોટા કાકા. ૨ સખી. ૩ મા.

ચાલો સહિયર! ઘેર જઇએ;
ઘેર જઇને ગાયો દોહીએ,
ગાયો દોહીને ખીર કરીએ,
ખીર કરીને વીરો જમાડીએ.

વીરે મને ચુંદડી આપી.
ચુંદડી પે'રી પાણી ગઇ'તી.
પાણી ગઇ'તી ને પાલવ પલળ્યો,
પાલવ પલળ્યો ને નેવલે સુકવ્યો.
નેવલે સુકવ્યો ને કાગ આવ્યો,
કાગ આવ્યો ને મેડે દોડી,
મેડે દોડી ને રૂપીયો જડયો,
રૂપિયાનો ચૂડો મંગાવ્યો.

ચૂડો પહેરીને દળવા બેઠી,
દળી કરીને સુપડામાં વાળ્યું,
બશેર લોટના રોટલા કર્યા,
રોટલા કર્યા ને સીકે ઢાંક્યા,
શીકું તૂટયું ને (ડોશાનું) માથું ફૂટયું.

---

૮૫

# જીરૂં

(નીચાં પડી, એકસરખી તાળી પાડી, ફૂદતાં ફૂદતાં ગવાય છે.)

મારા પાણીઆરામાં જીરૂં વાવ્યું,
ઝમ રે ઝાંઝરીયા લાલ !

જીરા ભેગો ઝીંઝવો ઉગ્યો. ઝમ રે
ઝીંઝવો લઇને ગાયને નાંખ્યો. ઝમ રે
ગાયે મને દૂધ આપ્યું. ઝમ રે
દૂધ લઈ મહાદેવને ચડાવ્યું. ઝમ રે
મહાદેવે મને ભાઈ આપ્યો. ઝમ રે
ભાઈ લઈ ભોજાઈને આપ્યો. ઝમ રે
ભોજાઈએ મને ચણા આપ્યા. ઝમ રે
ફોતરાં લઇ કંદોઈને આપ્યાં. ઝમ રે
કંદોઈએ મને પાણી આપ્યું. ઝમ રે
પાણી લઈ આંબાને રેડયું. ઝમ રે
આંબે મને કેરીઓ આપી. ઝમ રે
કેરી કેરી ખાઈ ગઈ. ઝમ રે
ગોટલા છોતરાં કાઢી નાખ્યાં. ઝમ રે

૮૬

# જુવાન રજપૂત ને નવયૌવના બ્રાહ્મણી

( સામ સામી ટોળાં થઇને ગાવાનું )

આપું આપું કલ્લાંની જોડ, કરૂં રે ગરાસણી.
બળી તારી કલ્લાંની જોડ, નહીં થાઉં રે ગરાસણી.
આપું આપું તુલસીની જોડ, કરૂં રે ગરાસણી.
બળી તારી તુલસીની જોડ, નહીં થાઉં રે ગરાસણી.
આપું આપુ ઝાંઝરની જોડ, કરૂં રે ગરાસણી.
બળી તારી ઝાંઝરની જોડ, નહીં થાઉં રે ગરાસણી.
આપું આપું કાંકણુની જોડ, કરૂં રે ગરાસણી.
બળી તારી કાંકણુની જોડ, નહીં થાઉં રે ગરાસણી.
આપું આપું સાંકળાંની જોડ, કરૂં રે ગરાસણી.
બળી તારી તારી સાંકળાંની જોડ,નહીં થાઉંરે ગરાસણી.

ઇત્યાદિ

૮૭

# ચીભડાં

| | | | | |

હું તો ઊંડી કોઠીમાં ઉતરી રે, નાનાં નાનાં ચીભડાં લ્યો.
મેં તો સુપડું ભરીને જાર કાઢી રે. ,,
મેં તો તેનાં રે ચીભડાં લીધાં રે. ,,
મેં તો ખૂણે બેસીને ખાધાં રે. ,,
મને ચીભડાંની ચૂંકો ચાલી રે. ,,
સસરાજી વૈદને તેડાવો રે. ,,
એને તાવ નથી, એને તરીયો નથી,
એને ચીભડાંની ચૂંકો ચાલી રે; ,,
હું તો શીંગોડી વળાવ પાણી ગઈ'તી રે. ,,
મને શીંગોડું ખાવાની ઇચ્છા થઇ'તી રે. ,,
અલ્યા! એક શીંગોડું લેવા દેજે રે, ,,
મારા કાનની અકોટી કાઢી લેજે રે; ,,
મારા હાથે લીલી પીળી વીંટી રે. ,,
હું તો લખેસરી બાપની બેટી રે, ,,

---

૯૮

# જોગીડા

( "ઉભલે" કહેતી વખતે ઉભાં રહેવું; અને "નીચે બેસી" કહેતાં બેસી જવું. )

એક વાર સુરત જાજો જોગીડા!
સુરતથી સોનાં લાવજો જોગીડા!

ઉભલે ઉભલે વ્હોરજો જોગીડા!
હેઠે બેસીને મૂલ કરજો જોગીડા!

એક વાર મુંબઈ જાજો જોગીડા!
મુંબઈનાં મોતી લાવજો જોગીડા!

ઉભલે ઉભલે વ્હોરજો જોગીડા!
નીચે બેસી મૂલ કરજો જોગીડા!

એક વાર ડભોઈ જાજો જોગીડા!
ડભોઈથી ડાબલા લાવજો જોગીડા!

ઉભલે ઉભલે વ્હોરજો જોગીડા!
હેઠે બેસી મૂલ કરજો જોગીડા!

એક વાર નડિયાદ જાજો જોગીડા!
નડિયાદનાં નાડાં લાવજો જોગીડા!

ઉભલે ઉભલે વ્હોરજો જોગીડા!
નીચે બેસી મૂલ કરજો જોગીડા!

ઇત્યાદિ

૮૯

# દૂધી તળાવડી

( છોકરીઓ ન્હાવા જતી વખતે રસ્તે ગાય છે )

દૂધી દૂધી તળાવડી રે, દૂધે ભરયાં છે નીર;
મેં તો ઓઢી છે ચુંદડી રે લોલ.

કીયા ભાઈ ચાલ્યા છે ચાકરી ? રે લોલ.
કીયાં વહુ હીંડે મોડા મોડ ? મેં તો

કીશોરભાઈ ચાલ્યા છે ચાકરી રે લોલ,
કાશી વહુ હીંડે મોડા મોડ. મેં તો

દૂધી દૂધી તળાવડી રે લોલ, દૂધે ભરયાં છે નીર. મેં તો

કીયા ભાઈ ચાલ્યા ચાકરી ? રે લોલ,
કીયાં વહુ હીંડે મોડા મોડ ? મેં તો

લક્ષ્મણભાઈ ચાલ્યા છે ચાકરી રે લોલ,
લાડવાઈ વહુ હીંડે મોડામોડ. મેં તો

---

## ૯૦

# મોતી

(ગરબો—એકતાળી)

આ જમના ઝીલવા અમે ગયાં જી રે, શામળીયા!
ત્યાં મોતી લાધ્યું એક, નંદના નાનડીયા!
એક મોતી કેમ વહેંચીએ જી રે. શામળીયા!

વવડાવે ઘણેરાં થાય નંદના નાનડીયા!
જમનાકાંઠે મોતી વાવીયું જીરે. શામળીયા!

મોતીએ સીંચ્યાં દહીં ને દૂધ નંદના નાનડીયા!
ગોકુળ ઘેન ઘણી દૂઝણી જી રે. શામળીયા!

ઘેર ઘેર દેવડાવી આણ નંદના નાનડીયા!
કાવડે ઘાલી દૂધ લાવિવાં, જી રે. શામળીયા!

આ મોતી સીંચવા કાજ નંદના નાનડીયા!
એક પાને બીજું નીકળે, જી રે. શામળીયા!

ચોથે આવી મોતીની લૂમ. નંદના નાનડીયા!
પાંચમે સંપૂર્ણ થયું, જી રે. શામળીયા!

છઠ્ઠે તારૂયાં જશોદા માત નંદના નાનડીયા!
થાળ ભરી મોતી ઉતર્યાં, જી રે. શામળીયા!

ગોવાળાંને વહેંચ્યા હાર નંદના નાનડીયા!
ગોવાળે હાર સોહાવીયા, જી રે. શામળીયા!

ગોવાળ ઝાકમ ઝોળ, નંદના નાનડીયા!
ગાય શીખે ને સાભળે, જી રે શામળીયા!
તેનો થાયે વૈકુંઠ વાસ. નંદના નાનડીયા!

---

૯૧

# પોપટ

( હુડલીયું—એક તાલીનું )

બ્રાહ્મણની શેરીએ ના જઈશ મારા પોપટ !
બ્રાહ્મણની બાયડી હરામ મારા પોપટ !
મારશે લાડુનો માર મારા પોપટ !
મેં તને વારીયો રે મારા પોપટ !

સુતારની શેરીએ ના જઈશ મારા પોપટ !
સુતારની બાયડી હરામ, મારા પોપટ !
મારશે વાંસલાનો માર મારા પોપટ !
મેં તને વારીયો રે મારા પોપટ !

પાટીદારની શેરીએ ના જઈશ મારા પોપટ !
પાટીદારની બાઈડી હરામ, મારા પોપટ !
મારશે તને હળનો માર, મારા પોપટ !
મેં તને વારીયો રે મારા પોપટ !

દરબારના મહેલમાં ના જઈશ મારા પોપટ !
દરબારની રાણીઓ હરામ, મારા પોપટ !
મારશે બંદુકનો માર, મારા પોપટ !
મેં તને વારીયો રે મારા પોપટ !

રજપુતની છોરીએ ના જઈશ મારા પોપટ !
રજપુતની બાઇડી હરામ, મારા પોપટ !
મારશે તલવારનો ઘા, મારા પોપટ !
મેં તને વારીયો રે મારા પોપટ !

વાણીયાની છોરીએ ના જઈશ, મારા પોપટ !
વાણીયાની બાઇડી હરામ, મારા પોપટ !
મારશે કાટલાંનો માર મારા પોપટ !
મેં તને વારીયો મારા પોપટ !

---

## ૯૨

## ગુંદાં

( ફુદડીયું—ચાચુ તાલ )

મારા વાડામાં ગુંદી લાલ ! ગુંદાં લ્યો.
મેં તો થાળી ભરી ઉસેડયાં, લાલ !

મારા રે જેઠનાં છોકરાં;
મને કાકી કહે તો આપું. લાલ !

મારી રે નણદીનાં છોકરાં,
મને મામી કહે તો આપું. લાલ !

---

૯૩

# ગરબો

( ફુદરડીયું-ત્રણ તાળી )

સુરતી ગરબો વાપર્યો, જઈ ડુંગરામાં કોરાવ્યો જી રે,
એટલામાં આવ્યાં ચંચળ વહુ, લઈ ગરબો રમી આવ્યાં જી રે.
એટલામાં આવ્યા ચીમનભાઈ, બેવડી રાસે રમાડયાં જી રે.
એટલામાં આવ્યાં જશોદા બ્હેન, ના મારશો મારા નંદના ગોવિંદ
એ ગરબો બહુ હોંસીલો......
ના મારશો મારા છેલછબીલા ! નવ દા'ડા નવ રાતો જી રે.

---

# ટોપી

( આવતાં આવતાં આવાનું )

લીલીશી ટોપી ને ભરતે ભરેલી,
ટોપી મૂકીને વીરો નગર સીધાવ્યા.
નગરીના લોકે પૂછ્યું, ટોપી ક્યાંથી આણેલી ?
અમારા દાદા સાહેબ સૂબા,
રાજાને ત્યાંથી ભેટો મળેલી.

---

## ૯૪

# આંબો

( ફૂદડીયું-ત્રણ તાળી )

( ગોરમાં નહાવા જતી વખત ગાવાનું )

આંબો પાક્યો ઝાક ઝુમ રે,
ત્યાં કોણ વેડવા જાય ?
કીકાં બેનનાં સાસરાં વેગળાં,
ત્યાં કોણ તેડવા જાય ?
લીલાવતી બેનનાં સાસરાં વેગળાં;
ત્યાં કોણ તેડવા જાય ?
જશે જયંત ભાઈ પાતળા,
ઘોડીલે ઘુઘર માળ.

---

## ૯૫

# બનેવીની મશ્કરી

(ફૂદડીયું-ત્રણ તાળીનું )

આગળ આવે છે મારૂં મગફળીનું ખેતર,
ઓળો પાડજો રે, દાણો ખાશો નહીં.
આગળ આવે છે મારૂં ચણાનું ખેતર,
ઓળો પાડજો રે, પોપટુ ફોલશો નહીં.
આગળ આવે છે મારી કંચન તલાવડી,
હાથ પગ ધોજો રે, પાણી પીશો નહીં.
આગળ આવે છે મારી નાની નણદુલી,
હાથ ઝાલજો રે, ફેરા ફરશો નહીં ?

---

૧ પાછળના ગીત ભેગુ આ લખેલું હતું, પણ તેમાંથી જૂદું પડે છે.

## ૯૬

# ધૂપેલ

( ફૂદડીયું—એક તાળી. )

પાં પૈસાનું મેં તો ધૂપેલ આણ્યું,
મેં ઘાલ્યું ને મારી સહિયરે ઘાલ્યું.
વધ્યું ઘટયું નવટાંકીમાં નાંખ્યું,
નવટાંકી નવટાંકી ઢોળાઈ ગઈ.
ખાણીયા ખાણીયા ભરાઈ ગયા !
સાંબેલાં સાંબેલાં તણાઈ ગયાં !
હું કરી, હું કરી સીકે ચઢી ગઈ !
સીકું તૂટયું ને માથું ફુટયું !

---

## ૯૭

# નણદોઈ

( છોકરીઓ રમતમાં ગાય છે )
( ફૂદડીયું—એક તાળી )

માંરે ઘેર આવજો રે નણદોઈ પરણ્યા !
શું શું જમશો રે ? નણદોઈ !
શીરોપુરી કરજો રે સાહેબા ! જમીશું.
શીરોપુરી તો મારા સસરાને ભાવે,
તમે શું જમશો રે ? નણદોઈ !

દૂધપાક કરજો રે સાહેબા! જમીશું,
દૂધપાક તો મારા જેઠને ભાવે.
તમે શું જમશો રે? નણદોઈ!

કંસાર કરજો રે, સાહેબા! જમીશું.
કંસાર તો મારા વીરા જમશે,
તમે શું જમશો રે? નણદોઈ!

રોટલા કરજો રે, સાહેબા! જમીશું,
રોટલા તો મારા ઉધડીયાને ભાવે,
તમે શું જમશો રે? નણદોઈ!

ભેડકું કરજો રે સાહેબા! જમીશું.
ભેડકું તો મારા બાગીયાને ભાવે,
તમે શું જમશો રે? નણદોઈ!

દાળભાત કરજો રે સાહેબા! જમીશું.
દાળભાત તો મારાં છોકરાંને ભાવે,
તમે શું જમશો રે? નણદોઈ પરણુલા!



## ૫૮

# કમખો

(ગરબા-એક તાળી)

સોના તે કેરૂં મારૂં બેડલું રે,
નાગર! ઉભા રહો રંગરસીયા!
રૂપલા ઉઢાણી હેઠ રે. નાગર!૦
સાત સહીયર પાણી સંચર્યાં રે. નાગર!૦
કાંઠડે ઉભો છે કાંન રે. નાગર!૦
નીચી નમીને ઘડો મેં ભર્યો રે. નાગર!૦
તૂટી મારી કમખાકસ રે. નાગર!૦
ભાઈ રે દરજીડા! વીરા! વીનવું રે. નાગર!૦
ટાંક મારી કમખાંકસ રે. નાગર!૦
સાસુ ન જાણે સીવેલી રે, નાગર!૦
નણદી ન જાણે ટાંકેલી રે. નાગર!૦
એટલે કાંનુડો બોલીયો રે: નાગર!૦
તુજ સરીખી તારા જેવડી રે. નાગર!૦
એ તો મારા ઘર કેરી નાર રે. નાગર!૦
આવડી ક્યાં લાગી વાર રે? નાગર!૦
સ્વામી તે મારા ખીજશે રે. નાગર!૦
માથે મૂકે જૂઠું આળ રે. નાગર!૦

૯૯

# હોળીનું ગીત

આંબો મોર્યો રે મહુડે મોગરો,
કેસુડી તો લળી લળી જાય રે;
આવો ફુલજીભાઇ! હોળી રમીએ.

નહીં આવો તો નાગજીભાના સમ રે,
આવો મદમાતી હોળી રમીએ.

જીવતા હશું તો હોળી રમશું,
મુએ છેલ્લા રામ રામ રે,
આવો ફુલજીભાઇ! હોળી રમીએ.



૧૦૦

# ચુંદડી

ચુંદડી તે ભલેરી આવી રે, પાવાગઢની ચુંદડી
આવી ઉતરી રામજીભાઇને ઘેર રે. ,,
કરો મારા રામજી વીરા! મૂલ રે. ,,
ચુંદડીના સવા બે રોકડા રે, ,,
પે'રો મારાં મોતીબાઈ બેન! રે ,,
ચુંદડી પે'રૂં તો કેડો ભરાય રે. ,,
ઓઢું તો પગમાં રોળાય રે. ,,
ધોઉં તો દરિયો રંગાય રે. ,,
ખંખેરૂં તો ઉડે ઝીણા મોર રે.[1] ,,

---

૧ હું મારી ચુંદડી ખંખેરૂં છું, ત્યારે તેના પર પાડેલી મોરની ભાતને લીધે જાણે ઝીણા ઝીણા મોર ઉડતા હોય એમ જણાય છે.

૧૦૧

# જુગટું

તરક બાધરભાઈ જુગટું રમતા.
તરક હારે તો બધી પૃથ્વી જ ડોલે,
બાધરભાઈ હારે તો બેની પરણાવે,
એવી શરતો બકતા.

જવેરી રાજા! જુગટડે કોઈ રમશો નહીં રે.

પહેલી બાજી તરકે જ નાંખી,
તર્ક હાર્યા નવે જાય રે. જવેરી !૦

બીજી બાજી બાધરભાઇએ નાંખી,
બાધરભાઇ હાર્યા જાય રે. જવેરી !૦

ત્રીજી બાજી તરકે જ નાંખી,
તરક હાર્યા નવ જાય રે. જવેરી !૦

ચોથી બાજી બાધરભાઇએ નાંખી,
બાધરભાઈ હાર્યા જાય રે. જવેરી !૦

તરક બાધરભાઇ ઘોડીલા ખેલંતા
ઘોડીલા ખેલંતા ખડકીએ આવ્યા.
ખડકીનાં ખોલ્યાં કમાડ રે. જવેરી !૦

રસોઇ કરંતાં માતા અમારાં:
'આપડે જ બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય ન જાણું મારાં દીકરી જવેરબા !
જઈ તમારા પિતાશ્રીને પૂછો.' જવેરી !૦

ચોરે તે બેઠા પિતાશ્રી અમારા:
'આપડે તે બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય ન જાણું મારાં દીકરી જવેરબા !
જઈ તમારા વીરાને પૂછો.' જવેરી !૦

નામું લખતા વીરા અમારા:
'આપડે તે બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય ન જાણું મારાં બેની જવેરબા !
જઈ તમારાં ભાભીને પૂછો.' જવેરી !૦

પુત્ર ધવરાવતાં ભાભી અમારાં:
'આપડે તે બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય ન જાણું મારાં નણંદી જવેરબા !
જઈ તમારા નાના ભાઇને પૂછો.' જવેરી !૦

ઘોડીલા ખેલંતા વીરા અમારાઃ
'આપડે તે બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય ન જાણું મારાં બેની જવેરબા !
જઈ તમારાં ભાભીને પૂછો.' જવેરી !૦

પાણીલાં તે ભરતાં ભાભી અમારાંઃ
'આપડે તે બારણે તરક જ કેવા ?
તરકનાં તેડાં કોને ?' જવેરી !૦

'હુંય કહું તો મારી જીભ કપાય,
તરકનાં તેડાં તમને.' જવેરી !૦

દાગીના પહેરાવી સોનારણ બતાવી,
'ન હોય રે જવેરબાનાં રૂપ.' જવેરી !૦

રાતી સાડીએ રંગારણ બતાવી,
'ન હોય રે જવેરબાનાં રૂપ.' જવેરી !૦

કાળે ચુડીલે કણબણ બતાવી,
'ન હોય રે જવેરબાનાં રૂપ.' જવેરી !૦

રાતે ચુડીલે રાજવેણ બતાવી,
'ન હોય રે જવેરબાનાં રૂપ.' જવેરી રાજા !૦

અસોતાં પહેરતાં જવેરબા બતાવ્યાં,
'હોય રે જવેરબાનાં રૂપ.' જવેરી રાજા !૦

'લ્યો રે જવેર બીબી ! ઓઢણું ઓઢો.'

'મુસલમાની ઓઢણું નહીં ઓઢું;
ઓઢીશ હિંદુ સાડી.' જવેરી રાજા !૦

'લ્યો રે જવેર બીબી! સુરવાળ પહેરો.'

'મુસલમાની સુરવાળ નહિ રે પહેરૂં;
પહેરીશ ઘુઘરીઆળો ચણીયો.' જવેરી રાજા !૦

'લ્યો રે જવેર બીબી! કાપડું પહેરો.'

'મુસલમાની કાપડું હું નહિ પહેરૂં;
પહેરીશ કસબી કબજો.' જવેરી રાજા !૦

'લ્યો રે બીબી ! લાલ બંગડી પહેરો.'

'લાખની બંગડી નહીં રે પહેરૂં;
પહેરીશ સૌભાગ્યની ચુડી.' જવેરી રાજા !૦

બાધર હાર્યા ને તરક જ જિત્યા,
પરણાવ્યાં બાધરની બેની. જવેરી રાજા !૦

( ત્યાર પછી જવેર બેન સાસરે ન જાતાં તરકનાં કપડાં વાડમાં ફેંકી દઈ મામાને ઘેર જતાં રહ્યાં હતાં. આ ભાવની થોડીક લીટીઓ બાકી છે. )

૧૦૨

# તુરીયાનું લગન

( એકતાળી )

બાંધું મળ્યું બાંઠોકું ગામ,
તુરીયાનો વિવાહ કરશું રે.
ભીંડો કહેઃ 'હું બ્રાહ્મણ થાઉં,
હું તુરીયાને પરણાવું રે.'
મેથીની ભાજી મોડ બાંધેઃ
'હું વરની છું માતા રે.'
સવાની ભાજી છાબ ફુલાવેઃ
'હું વરની છું મામી રે.'
લુણીની ભાજી લૂણ ઉતારેઃ
'હું વરની છું બેની રે.'
સક્કર કોળું થાનકે બેઠું:
'હું સૌ શાકમાં રાતું રે.'
મરચું તો વળી મુછ મરડેઃ
'હું સૌ શાકમાં તીખું રે.'

કારેલું કડકડવા બેઠું:
'હું સો આકમાં કડવું રે.'

કંકોડું તો વળી રડવા લાગ્યું:
'મારે શરીરે કાંટા રે.'

ધોળું કોળું રડવા બેઠું:
'હું જાને નહીં આવું રે.'

શા માટે નહીં આવું રે?

'મારે શરીરે ઘણી ભભૂતી,
તે માટે નહીં શોભું રે.'

ગડુ રીંગણું ગરવા બેઠું:
'મારે જોઈશે પાઘડી રે.'

ગવારશીંગ કહે: 'હું ગોરાણી,
મારે જોઈએ સાડી રે.'

વાલોળો વેલે જઈ બેઠી,
પાપડીઓ ધૂળ ફાકે રે.

ગલકું તો વળી ગાલ ફુલાવે:
'મારે જોઈએ મોડ રે.'

પાંચ મલોખાંની વેલ બનાવી.
તુરીયું પરણી ઘેર આવ્યું રે.

૧૦૩

# રંગમહોલ

(બેઠે બેઠે ગાવાનું)

રંગમહોલમાં તે કોણુ કોણુ પોઢશે?
રંગમહોલમાં કીયા ભાઈ પોઢશે?

એમને લાલ ગુલાબી ઢોળે વાય,
પાતળીયો પોઢયા રે રંગમહોલમાં.

રાણી કઈ વહુ તે મેડીએથી ઉતર્યાં?
એમના હાથમાં સાલુડા બે ચાર. પાતળીયો૦

હળવે રહીને કઈ બે'ને પૂછીયું:
'ભાભી! આ રે સાળુડા કીયા શહેરના?' પાતળીયો૦

'નણુદલ! તમારા વીરાને મુંબઈ શહેર,
સાળુડા વસાવ્યા રે સુરત શહેરના.' પાતળીયો૦

રંગમહોલમાં તે કોણુ કોણુ પોઢશે?
રંગમહોલમાં કીયા ભાઈ પોઢશે?
એમને લાલ ગુલાબી ઢોળે વાય. પાતળીયો૦

રાણી કઈ વહુ તે મેડીએથી ઉતરયાં?
એમના હાથમાં ડાબલડા બે ચાર. પાતળીયો૦

હળવે રહીને કઈ બે'ને પૂછીયું?
'ભાભી! આ રે ડાબલડા કીયા દેશના?' પાતળીયો૦

'નણુદલ! તમારા વીરાને ડુમસ શહેર.
ડાબલડા વસાવ્યા જાપાન દેશના.' પાતળીયો૦

---

૧૦૪

# હાતરડું

( હુદણીયું-ત્રણ તાળી )

ખરા લોઢાનું મારું હાતરડું રે લોલ.
ઘડયું છે લાલીયા લુહાર.

મારા વ્હાલમજી ! હો,—
હવે નહીં જાઉં ઘાસ વાઢવા રે લોલ.

પરાણે વાઢી પાંચ પૂળીઓ રે લોલ,
મેં વાઢી દશ વીશ. મારા૦
પરણ્યાને ભારો મેં ચઢાવ્યો રે લોલ,
મને મૂકી વનવાસ. મારા૦
વાટે જાતા વટેમાર્ગુ રે લોલ,
'ભાઇ! મને ભારો ચઢાવ.' મારા૦
'ભારો ચઢાવું એક વાતનો રે લોલ,
તું તો મારા ઘર કેરી નાર.' મારા૦
'એ શું બોલ્યો ? ફટ પાપીયા ! રે લોલ,
તું તો મારા બાપનો ગુલામ.' મારા૦
નીચી પડીને ભારો મેં લીધો રે લોલ,
તૂટી મારી કમખાકસ. મારા૦
ગામના દરજીડા ! વીરા વીનવું રે લોલઃ
ટાંકય મારી કમખા કાસ. મારા૦
ટાંકે ટાંકે મેલ્ય ઘુપરી રે લોલ.
હેઠે મેલજે મોર. મારા૦

# ગોપગીત

( ગોવાળીઆનાં ગીત )

૧

હેલું પેલું તારીયું ઉગેલું રે, રતન તારીયું
તારીયું ઉગ્યું ને વાણું વાયાં રે ,,
તારાં રેલ્લાં ને મારાં પાડાં રે. ,,
ભેળાં કરીને આપણ ચારશું, રે ,,
તારા દાળીયા ને મારાં મહુડાં રે. ,,
ભેળાં કરીને આપણ ખાશું રે ,,
પાડાં ચારતે માયા લાગી રે. ,,
જાતાં રે'વાનાં દિલ થયાં રે ,,
જાતાં રે'શું તો શું ખાશું રે ? ,,
ટકા પૈસાની ગાંઠ લેશું રે, ,,
કીયે મારગે આપણ જાશું રે ? ,,
ગોધરાંની સડકે ચાલ્યાં જાશું રે ,,
ગોધરાનો દાણી દાણ માગે રે. ,,
દાણ માગે તો રાતે જાશું રે ,,
રાતે જાશું તો ચોર ચાશું રે. ,,
ટકો પૈસો તો છૂટી પડયો રે ,,
ખરચી ખૂટી ને માયા ટૂટી રે. ,,

---

# ગોપગીત

## ૨

મારી ધાણી ને તારા દાળીઆ. ગોવાળીઆ રે લોલ
તારાં એંડાં[1] મારાં પાડાં. „ „
આપણે બેગાં બેસી ચારશું. „ „
મારી ધાણી ને તારા દાળીઆ. „ „
આપણ બેગાં બેસી ખાશું. „ „
તારી આંખનો ચાળો. „ „
તારી આંખ આપું ફોડી. „ „
તારા હાથનો ચાળો. „ „
તારો હાથ આપું ભાગી. „ „

---

૧ વાછરડાં

# ગોપગીત

## ૩

ડુંગરી ઉપર કાચંડી વીયાણી રે મા'રાજા
વાલોતાંનાં[1] છોરાં ગાયો ચારે રે. ,,
વાલોતાંના છોરે ઇંડાં ફોડયાં રે. ,,
કાચંડી તો અરજ કરવા ચાલી રે. ,,
કાચંડી તો ડુંગરપુર જઈ પો'ચી રે. ,,
કાચંડી તો પોળે જઈને ઉભી રે. ,,
કાં કાચંડી તું કેમ આંહી આવી રે? ,,
'બાપજી મારાં ઇંડાં ફોડી નાંખ્યાં રે.' ,,
કાચંડી તો જોડી હાથ ઉભી રે, ,,
એમ કરતાંમાં ચાર સિપાઈ મોકલ્યા રે ,,
વાલોતાંનાં છોરાં પકડી લીધાં રે. ,,

---

૧ ભીલનું નામ છે.

# લગ્નવખતનું ગીત

## ૪

રાહી[1] નાંનેરી પરણાવી, રાહી ભમરી રે,
રાહી થાળીયામાં પરણાવી ,,
રાહી મામાને ઘેર પરણી. ,,
રાહી કંકુએ વધાવી, ,,
રાહી ચોખડલે વધાવી. ,,
રાહી સાસરાવળુ આવે. ,,
રાહી આપડી શેરીએ આવે. ,,
રાહી હાવભાવ કરે ,,
રાહી હુકો ભાંગ[2] આલે ,,

---

૧ છોકરીનું નામ. વડનગરા કણબીમાં તેમ લેઉવા પાટીદારોમાં 'રાઈ', 'રાઈલી' એવાં નામ કેટલીક છોકરીઓનાં હોય છે. તેમ રાધાની સખીનું નામ પણ 'રાઇ' કે 'રાહી' કવિતામાં મળી આવે છે. (હિ. બ. કે. ઠ. સુત.) ૨ પીવાની તંબાકુ.

# લગ્ન

## ૫

પીપળાનું પાનું બોલે ધડાધડ રે,
વડલાનું પાનું છે મુંગું રે.
લાડી! તારો બાપો બોલે ધડાધડ રે:
લાડી! તારો બાપો છે મુંગો રે.
લાડી! તારી માડી બોલે ધડાધડ રે:
લાડા! તારી માડી છે મુંગી રે.
લાડી! તારો કાકો બોલે ધડાધડ રે:
લાડા! તારો કાકો છે મુંગો રે
લાડી! તારો વીરો બોલે ધડાધડ રે:
લાડા! તારો વીરો છે મુંગો રે.

---

# વિવાહ

## ગીત

પાટણ જડ્યું રે જડાવ, અમદાવાદ ચીતરચું રે;
અમદાવાદના રાય સુલતાન, કીયા ભાઈ ત્યાં વસે રે ?
એમનાં ગોરાંદે એમ ભણે રે :
સ્વામી અમને સાંકળાં ઘડાવો,
કલ્લાં મેલું ઢળકતાં રે.
આવશે સજન લોક,
વિવાહમાં હીંડું મલપતી રે,

પાટણ જડ્યું રે જડાવ, અમદાવાદ ચીતરચું રે;
સુરતના રાય સુલતાન, કીયા ભાઈ ત્યાં વસે રે ?
એમનાં ગોરાંદે એમ ભણે રે :
સ્વામી ! અમને અંબર વસાવો,
પાલવ મેલું ઢળકતો રે.
આવશે સાજન લોક,
વિવાહમાં હીંડું મલપતી રે.

---

# વયનું કજોડું

## (૧)

મા ! મને ડોસાને પરણાવી રે,
ડોસાને ગોદડી પર ભાવ રે
લે રે ડોસા ! ચુંથાં પુંથાં,
લે રે ડોસા ! ચુંથાં પુંથાં. મા ! મને૦

ડોસાને અમલ પર [૧]ઘણો ભાવ રે,
લે રે ડોસા ! ગટ્ટા ગટ,
લે રે ડોસા ! ગટ્ટા ગટ. મા ! મને૦

ડોસાને ધાણી પર ઘણો ભાવ રે,
લે રે ડોસા ! કરૂડ કરૂડ,
લે રે ડોસા ! કરૂડ કરૂડ. મા ! મને૦

ડોસાને રોટલા પર બહુ ભાવ રે,
લે રે ડોસા ! કટકો બટકો,
લે રે ડોસા ! કટકો બટકો. મા ! મને૦

ડોસાને ખાટલા પર બહુ ભાવ રે
લે રે ડોસા ! ભાંગ્યોતૂટ્યો
લે રે ! ડોસા ! ભાંગ્યોતૂટ્યો. મા ! મને૦

---

# વચનું કજોડું

(૨)

બાર વરસની કન્યા, ને અઢી વરસનો વર રે.
પાણી ભરવા જઉં ત્યારે વાંસે વાંસે આવે રે.
વાંસે વાંસે આવે ત્યારે કૂવામાં હડસેલું રે,
કૂવામાં હડસેલું ત્યારે ડુબક ડોઈયાં કરે રે.
ડુબક ડોઇયા કરે ત્યારે હૈયડલામાં દાઝું રે,
હૈયડલામાં દાઝુ ત્યારે માણુ લંબાવું રે.
માણુ લંબાવું ત્યારે કાને વળગી આવે રે.
બાર વરસની કન્યા, ને અઢી વરસનો વર રે.
વાસીદાં વાળવા જઉં ત્યારે વાંસે વાંસે આવે રે,
વાંસે વાંસે આવે ત્યારે, ઉકરડામાં દાબું રે.
ઉકરડામાં દાબુ ત્યારે, કુદક્લક કુદક્લક કરે રે,
કુદક્લક કુદક્લક કરે ત્યારે હૈયડલામાં દાઝું રે.
હૈયડલામાં દાઝું ત્યારે, ટોપલો લંબાવું રે,
ટોપલો લંબાવું ત્યારે કાને વળગી આવે રે.

બાર વરસની કન્યા, ને અઢી વરસનો વર રે,
રોટલા કરવા બેસું ત્યારે ચુલા કને આવે રે.
ચુલા કને આવે ત્યારે ઉંબાડું[૨] દેખાડું રે,
ઉંબાડું દેખાડું ત્યારે, દબડક દબડક નાસે રે.
દબડક દબડક નાસે ત્યારે, ટોડલે જઇને ઉભો રે,
ટોડલે જઇને ઉભો ત્યારે, ચીસ પાડી રડે રે.
ચીસ પાડી રડે ત્યારે, હૈયડલામાં દાઝું રે,
હૈયડલામાં દાઝું ત્યારે, કડકો રોટલો આપું રે.
કડકો રોટલો આપું ત્યારે, છેલ્લો રોટલો માગે રે,
છેલ્લો રોટલો આપું ત્યારે, શીકા સામું જુએ રે.
શીકા સામું જુએ ત્યારે, શીકા વાળું આપું રે.
બાર વરસની કન્યા, ને અઢી વરસનો વર રે.

---

૨ સળગતું લાકડું—ઉંબાડીયું.

# માતાજીનો મહિમા

## ગીત

દુનિયા આવે છે માની જાત્રા જો,
અંબા માના ગોખ રળિયામણા જો;
દીવા બળે છે બે ચાર જો. દુનિયા

પગ વિના આવે પાંગળા જો,
દોટો કાઢતા જાય જો. દુનિયા

બહુચર માના ગોખ રળિયામણા જો,
દીવા બળે છે બે ચાર જો. દુનિયા

આંખ વિના આવે આંધળા જો,
મોતી પરોવતા જાય જો. દુનિયા

કાળકા માના ગોખ રળિયામણા જો,
પુત્ર વિના આવે વાંઝીયાં જો.
હાલા ગાતા જાય જો. દુનિયા

---

# બડવો

## ગીત

ગજ ગજની ટોપી રે બડવા! શેરડીએ દોડયો રે બડવા!
મામાજી મનાવે બડવા! ખભાઓ શીવડાવે બડવા
ગજ ગજની ટોપી રે બડવા! શેરડીએ દોડયો રે બડવા!
દાદાજી મનાવે બડવા! જનોઈ દેવડાવે બડવા!
ગજ ગજની ટોપી રે બડવા! શેરડીએ દોડયો રે બડવા
માતાજી મનાવે બડવા! ભીક્ષાએ પીરસાવે બડવા!
ગજ ગજની ટોપી રે બડવા! શેરડીએ દોડયો રે બડવા!
ગુરૂજી મનાવે બડવા! સંધ્યાઓ ભણાવે રે બડવા!

---

# બાળો બ્રહ્મચારી

## ગીત

બાળો બ્રહ્મચારી, મારો બાળો બ્રહ્મચારી,
કાશીમાં વિશ્વેશ્વરને વહાલો રે. બાળો૦
બાળો બ્રહ્મચારી, મારો બાળો બ્રહ્મચારી,
રેવામાં કુબેરજીને વહાલો રે. બાળો૦
બાળો બ્રહ્મચારી મારો બાળો બ્રહ્મચારી,
ડાકોરમાં રણછોડજીને વહાલો રે. બાળો૦

---